# ડેરવાં

દાદુદાન પ્રતાપદાન ગઢવી—કવિ 'દાદ'

લોકસાહિત્ય પરિવાર પ્રકાશન

આવૃત્તિ પહેલી
પ્રત : ૧૧૦૦
જાન્યુઆરી : ૧૯૭૨
મૂલ્ય: ત્રણ રૂપિયા

લેખક :
દાદુભાઈ પ્ર. ગઢવી
મુ. ધુનાનું ગામ : પો. ઝીલરિયા
પડધરી થઈને ( જિ. રાજકોટ )




પ્રકાશક :
લોકસાહિત્ય પરિવાર
૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ -૧

મુદ્રણસ્થાન :
સુરૂપ મુદ્રિકા
ડૉ. યાજ્ઞિક રોડ,
કન્યાછાત્રાલય સામે
રેસકોર્સ : રાજકોટ -

## આલોક

ચિત્તની આ વાતોની સરવાણીઓ હૈયાના પહાડ તોડીને નીકળી ગઇ છે. સરવાણીઓનાં એ પરાધીન નોધારાં પાણીને જેમ વાળ્યાં તેમ વળી ગયાં. એનો કોઈ નિશ્ચિત માર્ગ ન રહ્યો. ખાડા, ટેકરા, નદી, નાળાં, બાગ, બગીચા બધે ફર્યાં. ક્યાંક આડા બંધ આવ્યા અને ઠોવાતાં ય રહ્યાં, છતાં એ બાંધ્યાં નથી રહ્યાં. સરી સરીને બધાંમાંથી નીકળતાં આવ્યાં. એણે ચાલવાનું ચાલુ રાખ્યું. ખબર નથી ક્યાં જવાનું થશે!

એ વાણીના પાણીની વાતુંને મિત્રોએ વાગોળી. કેટલાકે રસ ચૂસી છોતા કરી કાઢી નાખી, અને કેટલાકે એ માદળિયાંને યોગ્ય લાગ્યાં તેવા ખેતરમાં ચોડ્યાં, પાણી પાયાં.

આમ આ કાલી ઘેલી વાતું પાંગરી, પોપાણી. એને ગ્રંથાકારે પ્રગટ કરવાનું સાહસ લોકસાહિત્ય પરિવારે ખેડ્યું.

હું ય લોકસાહિત્ય પરિવારનો જ છું, એટલે પરિવારનો આભાર માનવામાં ઔચિત્ય ન જળવાય.

ટૂંકમાં આ 'ટેરવાં' એકાદ હૃદયનો ય જો તાર ઝણઝણાવશે તો હું મને ભાગ્યશાળી માનીશ.

ઇશ્વરિયા-જુનાનું ગામ

તા. ૮-૧૦-૭૧ 'દાદ'

# સર્જન અને પ્રકાશન

આજથી બે વર્ષ પહેલાં જૂનાગઢને આંગણે ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશન પ્રસંગે એકઠા થયેલા સમસ્ત ગુજરાતના સાહિત્યકાર મિત્રોને સૌરાષ્ટ્રના લોકસાહિત્યની મોજ ચખાડવાના આશયથી સ્વાગત સમિતિએ મનોરંજન કાર્યક્રમના ભાગ તરીકે એક રાત્રે લોકસાહિત્યનો કાર્યક્રમ યોજેલો.

સ્વાગત સમિતિના નિમંત્રણનો સ્વીકાર કરીને લોકસાહિત્યની વાનગી પીરસવા આવેલા વીસેક જેટલા કલાકાર ભાઈ બહેનોએ સાડાક કલાકના ટૂંકા કાર્યક્રમમાં સ્તવન, છંદ, દુહા, હાસ્ય, ભજન, કથા, વાર્તા, વિવેચન ઇત્યાદિ લોકસાહિત્યના જુદાં જુદાં પાસાંઓ રજૂ કરીને વારસામાં મળેલ અને ઉપાસના કરીને વિકસાવેલ લોકસાહિત્યની ઝમક, ખૂબી, શક્તિ અને સમૃદ્ધિનો શ્રોતાજનોને અદ્ભુત પરિચય કરાવ્યો. વાતાવરણમાં અનેરો રંગ જામી ગયો. સૌને ભારે મોજ આવી ગઈ. સાહિત્યકાર મિત્રો ખૂબ પ્રભાવિત થયા. શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચે ઊભી કરવામાં આવેલી દીવાલ કડડભૂસ તૂટી પડી. ગુજરાતી સાહિત્ય પરિષદે એના ઇતિહાસમાં પહેલી જ વાર લોકસાહિત્યના વિકાસ માટે યોગ્ય પગલાં ભરવાની ભલામણ કરતો પ્રસ્તાવ કર્યો. એનો યશ આ ડાયરાને અને એમાં ભાગ લેનાર કલાકાર ભાઈ બહેનોને ફાળે જાય છે.

આ કલાકાર મિત્રો પૈકીના એક યુવાન કલાકાર શ્રી દાદુભાઈ ગઢવીએ, ગોહિલની ધરતી ઉપર જન્મેલી અને સોરઠની સંસ્કૃતિ સાથે વણાયેલી હીરણ નદીને એમના 'હીરણ હલકારી' નામના કાવ્યનાં લટકાંને શ્રોતાને ડોલાવી મુગ્ધ કરી નાખ્યાં. ગામડા ગામમાં રહી, નિપુણ તરીકે

શ્રમજીવી જીવન જીવતાં જીવતાં લોકસાહિત્યની ઉપાસના કરી રહેલા આ યુવાન કલાકારમાં સૌને ગુજરાતના એક નવોદિત લોકકવિનાં દર્શન થયાં.

જૂનાગઢના કાર્યક્રમમાં યશભાગી બનેલા લોકસાહિત્યના આ કલાકારો ભાઈ બહેનોને ગાંધી જન્મ શતાબ્દી પ્રસંગે દિલ્હીમાં યોજાયેલ ગાંધી દર્શનમાં લોકસાહિત્યના કાર્યક્રમ માટે નિમંત્રણ મળ્યું. કલાકાર મિત્રોએ ધન્યતા અનુભવી. સાથે સાથે એમણે માન્યું કે લોકસાહિત્યની અને એ દ્વારા સમાજની સેવા કરવા માટે એમના ઉપર વિશેષ જવાબદારી આવે છે. એ જવાબદારી અદા કરવા માટે લોકસાહિત્યની સાધના અનિવાર્ય જણાઇ. પરસ્પરની સહાય અને હુંફથી જ એ બની શકે. એ દષ્ટિએ પરિવારની ભાવનાથી સૌ કલાકાર મિત્રો સંગઠિત થયા.

પરિવાર તરફથી દર બે મહિને મિલનનો કાર્યક્રમ યોજાય છે. આ મિલનમાં દરેક કલાકાર લોકસાહિત્યની કલા-પોષક એવું કંઈક નવું આપે એવી અપેક્ષા રહેલી છે. પરિવારના આવા એક મિલનમાં શ્રી દાદુભાઇએ 'રાત પડી ગઇ' નામનું સ્વરચિત કાવ્ય રજૂ કર્યું. સૌ મિત્રોને લાગ્યું કે એમને પાંખો આવી રહી છે. પછી તો પરિવારના દરેક મિલનમાં દાદુભાઈ પાસેથી નવા કાવ્યની અપેક્ષા રહેવા લાગી.

દરેક મિલન વખતે કાળજાંનો 'કટકો', 'ટેરવાં' ઈત્યાદિ અને તેઓ પણ એક પછી એક ચડિયાતાં કાવ્યો રજૂ કરતા રહ્યા. સાદી સરળ લોકભાષામાં રચાયેલ અને અનોખી શૈલીમાં રજૂ થતાં આ કાવ્યો શ્રોતાજનો ઉપર અજબ પકડ જમાવી લે છે. 'રાત પડી ગઈ' સાંભળીને લોકો ડોલ્યા છે, તો 'કાળજાનો કટકો' સાંભળીને દસ વીસ વરસ પહેલાં દીકરીને પરણાવીને શ્વસુરગૃહે વળાવી ચૂકેલા માતાપિતાએ પણ જાણે આજે જ વસમાવાતા કાળજે દીકરીને વળાવતા હોય એવો ભાવ અનુભવીને ચોધાર આંસુએ રડ્યા છે.

લોકસાહિત્ય પરિવારનો ઉદ્દેશ છે લોકસાહિત્યની અને એ દ્વારા લોકોની સેવા કરવાની પાત્રતા કેળવવા માટે લોકસાહિત્યના કલાકાર

ભાઈબહેનોએ વ્યક્તિગત અને સામૂહિક રીતે જરૂરી સાધના કરવાનો. શ્રી દાદુભાઇની ઉપાસના અને પ્રગતિ એ લોકસાહિત્ય પરિવારની સાધનાનું જ અંગ છે. લોકસાહિત્ય પરિવાર એનું ગૌરવ અનુભવે છે.

પરિવારના કલાકાર મિત્રોની કલમે નિર્માણ થતું લોકસાહિત્ય પ્રગટ કરતા રહેવાની પરિવારની અભિલાષા હતી. એવામાં શ્રી દાદુભાઈએ એમના કાવ્યોનો સંગ્રહ પરિવાર દ્વારા જ પ્રગટ થાય એવી ઈચ્છા વ્યક્ત કરી. પરિવાર સાથેની એમની આત્મીયતાનાં એમાં દર્શન થાય છે. સાથે સાથે એક આશાસ્પદ લોકકવિના કાવ્ય સંગ્રહથી પરિવારને પોતાની પ્રકાશન પ્રવૃત્તિનો પ્રારંભ કરવાનો યોગ પ્રાપ્ત થાય છે. પરિવારને માટે આ પરમ આનંદ અને સંતોષની વાત છે.

અત્યાર સુધી શ્રી દાદુભાઈ લોકસાહિત્યના કાર્યક્રમો દ્વારા એક કલાકાર તરીકે શ્રોતાજનોના મર્યાદિત સમૂહ સમક્ષ રજૂ થયા છે. આ કાવ્ય સંગ્રહના પ્રકાશન દ્વારા તેઓ એક લોકકવિ તરીકે ગુજરાતના સાહિત્યરસિકો–કાવ્યરસિકોના વિશાળ સમુદાય સમક્ષ રજૂ થાય છે. આશા છે કે ગુજરાતની સાહિત્યરસિક–કાવ્યરસિક જનતા આ કાવ્યોને અને આ લોકકવિને આવકારશે.

જૂનાગઢ
તા : ૧૭ : ૧૨ : ૭૧

રતુભાઇ અદાણી
પ્રમુખ : લોકસાહિત્ય પરિવાર

ને માથે સંતની ટોપી ઓઢાડવામાં આવી. જયમલ્લભાઈ જેવા તો કહે કે, 'કવિ દાદને સંત દાદલની ખેડિયું પડી ગઈ.' પણ દાદુભાઇનું હાડ, 'સંત સતી અરુ સૂરમા, તીનુંકા ઈક તાર' – જેવું છે. એના હૈયાની સરવાણી સરળ ને નિરમળ વહેતી આવે છે અને હરદ્વારની ગંગાને આરે એક સંતપુરુષનું હૈયું જીતી લે છે.

દાદુભાઈની કવિતા ચારણી છંદો અને લોકઢાળનાં ગીતોમાં વહી છે. અને એને માથે તો આળ છે કે આ છંદ અને ગીતોમાં કંઠનો જાદુ કામ કરી જાય છે, ધ્વનિની મોહકતા જાળ પાથરે છે. એને ગવાતાં સાંભળીએ ત્યારે જ પોતાના પ્રવાહમાં ખેંચી જાય છે પણ વાંચવા બેસતાં તો કાવ્યરસ વિનાની કોરી વેળુ રહી જાય છે. કંઠની ક્યારીમાં આ રંગબેરંગી ફૂલો ખીલે છે પણ 'કોલ્ડ-પ્રિન્ટ' માં આવ્યાં કે કરમાઇ જાય છે. વાત સાવ ખોટી પણ નથી. અને છતાં આપણે ત્યાં સંધેડા ઉતાર લોકગીતો છે, ચારણી છંદો છે. અને દાદભાઈ જેવો નજરવાળો કવિ આ ભૂમિમાંથી ઊભો થાય છે ત્યારે તળપદી વાણીની તાકાત સાથે શેડ્યકઢા કાવ્યરસની સોડમ પણ લેતો આવે છે.

આ સંગ્રહનાં ગીતો દાદુભાઇને કંઠે સાંભળતાં નહીં પણ એકાંત ખૂણે વાંચતાં એનો ભાતીગળ રંગ મનમાં વસી ગયો છે. કવિએ ક્યાંક બે જ પંક્તિમાં માનવ હૃદયની વેદનાને કાજળઘેરી ઘૂંટી આપી છે, ક્યાંક આનંદનો ગુલાલ ઉછાળ્યો છે, ક્યાંક શૌર્યનું સિંદૂર તાણ્યું છે, અને આશ્ચર્યની વાત એ છે કે આ તમામ વચ્ચે કોઇ અનંત તત્ત્વનો તાર રણઝણતો આવે છે. અંધારા ઓરડા ને ખળભળતાં ખોરડાંની કવિ વાત કરે છે ત્યારે પણ ક્યાંકથી, 'ચાંદરણું' આવી જાય છે ને અકળ કથા સાનમાં સમજાવી જાય છે. માતાજીની પ્રાર્થનાથી જ આ અનંતનું અનુસંધાન થઇ ગયું લાગે છે ને કવિની આતમવાટ જાણે ચેતી ગઈ છે:

'માડી, આજ છેટો રે ચાંદો ને છેટો સૂર,
ઓલવાણા આતમ દીવડા રે,

હવે સતની જ્યોત્યું પ્રગટાવ્ય
ઝંખવાણા દીસે જીવડા રે.

માડી, આજ જડે નઈ ત્રાટો કે જડે નઈ ત્રાણ,
હાવલાં મારી મારી હાંફિયા રે,
જેવાં હતાં રે આગુનાં તારાં હેત
ગાગડિયાવાળી કયાં ગિયાં રે !'

માણસના હજાર પ્રયત્નોથી જે હાથમાં ન આવે તે આવાં 'આગુનાં હેત'થી અનાયાસ આવી જાય છે. કવિ દાદની વાણીમાં આગુનાં અજવાળાં આકુડાં ઝિલાતા આવે છે. પણ આ આગુનાં અજવાળાં માટે અંતરમાં વેદનાનો કેવો ઘોર હુતાશ પ્રગટાવવો પડતો હશે ! વૈશાખનાં ઘોમ ન ધીખે તો આષાઢનાં વાદળાં બંધાય શા રીતે ?

'મોઢાં ફાડીને માવડી, જો છોરુડાં દિયે સાદ,
તો તો ધરતીયેં ય ધાવણ ઝરે, અને વાદળાંયેં વરસાદ.'

ભગવતીના પરમ ઉપાસક બાબા વિષ્ણુદાસ વારંવાર કહેતા : 'કિસી સાધન–ધનકા કામ નહીં, સ્તવનગાનકા કુછ દામ નહીં, સચ્ચી પુકાર માંકી હૈ તો બેડા પાર હૈ.' કવિતાની સાધનામાં પણ એ એટલું જ સાચું લાગે છે. કવિ દાદનો પુકાર તો અહીં પાને પડ્યો છે. અને જેણે અવ્યક્તમાંથી એને દાદ આપી છે એની કૃપાનાં પાણીદાર મોતી અહીં અછતાં નથી રહ્યાં :

રાધા ગોરી, મોતીડાં લખો રે મોંઘાં મૂલનાં,
દાદ એમાં સો સો વરસોની સ્વાંત્યું.'

સો સો વરસ સુધી – આવરદાની છેલ્લી હદ સુધી જે સાધનાનું સ્વાતિબિંદુ ઝીલે, ઉરવે ને જાળવે એનું જ ઊજળું આતમ મોતી બંધાય એ સત્ય કવિની આંખ બરાબર પારખી ગઈ છે. વાહ, દોસ્ત ! – કહ્યા વિના રહેવાતું નથી.

અને આ મોતી કાંઇ કોઈ દાબડીમાં પૂરી રાખવા તો નથી મળ્યું. એ તો જીવનના પ્રસંગે પ્રસંગે પરોવાતું આવે છે અને પ્રસંગને ઉજાળતું જાય છે. આ નાનકડા સંગ્રહમાં જડચેતનનાં આમન-સામન પ્રતિબિંબ ઝીલતી કેટ કેટલી 'વાતડિયું વગનાળી' આવીને વસી છે એ તો 'કટકા કાગળિયાં'માં લખી જાય એવી નથી. ચંડીદાસ કહે છે તેમ :

'પ્રાણેર ભીતર હિયા મરમે પશિલ ગો'

પ્રાણની ભીતર થઇ મર્મને સ્પર્શે તો એ અક્ષર ઊકલે ને આયખું ઉજાળે. સહજ ઉલ્લાસ, વસમી વેદના અને ધરફૂંક ન્યોચ્છાવરીનાં એ-ત્રણ ચિત્રો નીરખી લઇએ. સૂર્યનાં કિરણોથી માંડી, માનવીના કર સુધી આનંદના બારણાં ઉઘાડતી વાત :

'એ ભાણ ઝળકયો રે, ગોરી તારાં પાણીને બેડલે.'

*

'સોણલું મારું આંગળીના ટેરવે આવ્યું,
સોણલું મારું ધીમા ટકોરે આવ્યું'

કોઈ વાર એ સોણલા-વિહોણી શેરી સૂની પડી જાય છે ત્યારે :

'ઇ વાટડીએ વન ઊગ્યાં,
જ્યાં હાલ્યાં'તાં પગપાળા.'

*

'મૂરતિયું એની મનમાં વસી
પણ દરસન દરિયા પાર.'

જે પહાડી શિખરો પર પહેરો ભરે છે કે દરિયો ખૂંદે છે એ જુવાન પાછળ આંસુ, નિસાસા ને હતભાગ્યના પુકાર આવનાં નથી પણ કોમળ હાથ વડે ઘણાં ઘણાં હેતના તાર ગૂંથાતા આવે છે ;

'બેની તારાં કેડિયાં ગૂંથે, ભાભી તારાં મોજલાં ગૂંથે,
હજી એને હેત ઘણું માડી કામળી ગૂંથે રેંટિયા તાણી–
શૂરા, જોજે જાય ના પાણી.'

આ સંગ્રહમાં એમ વિધ વિધ રૂપે સુંદરતાની ને સ્વાર્પણની કોઈ ને કોઈ છબી અંકિત થઇ છે. અને આ સંગ્રહનું નામ બનીને જે સોહી ઊઠ્યાં છે એ 'ટેરવાં' તો જીવનના સમગ્ર વિસ્તારને મધુરતાથી ભરી દે છે. આ મધુરતા વેદનાનું વિકરાળ મુખ જોઈ નાસી છૂટવાથી નથી મળતી. પણ પોતાના અંતરમાં જે વેદનાને પચાવી જાણે એના જ જીવનમાંથી એ અનેકને પ્રસન્ન કરતાં નીતર્યાં જળરૂપે વરસી પડે છે. આવા એક ઉદાત્ત ચિત્ર ભણી ઈશારો કરું. કવિ કહે છે:

'ભીતર અગનિ ભડકે બળે
જુઓ, દામિનિ ડોકાં કરે,
પંડયનાં દુઃખડાં પ્રજળે છે
પણ અવરનાં તો ઠરે,
–મેહૂલિયો મોંઘાં રુદન કરે'

મેઘના હૃદયમાં વેદનાનો પાર નથી. એને પણ 'રૂદિયો રૂવે રે, માયલો ભીતર જલે'નો વિરહાગ્નિ પ્રજાળી રહ્યો છે. વીજળીના ચમકાર એના સાક્ષી છે. પણ એને પોતાની પીડાની કોઈ પરવા નથી. એ તો વરસી વરસીને બીજાનાં દાઝેલાં હૈયાં ઠારતો જાય છે. આવું જ ચિત્ર ચંડીદાસે એક પદમાં આપ્યું છે:

'એ ઘોર રજની, મેઘેર ઘટા
કેમ ને આઇલ બાટે ?
આંગિનાર માઝે, બંધુયા ભિજિ છે,
દેખિયા પરાણ ફાટે.

*

આપનાર દુઃખ, સુખ કરિ માને,
આમાર દુઃખેર દુખી,
ચંડીદાસ કહે બંધુર પિરીતિ
શુનિ તે જગત સુખી.'

ઘનઘોર રાત છે. મેઘઝડી જામી છે. એવે સમયે વિકટ માર્ગ કાપીને કૃષ્ણ બારણે આવીને ઊભા છે. આંગણામાં ઊભા ઊભા ભિંજાઈ રહ્યા છે. અને એ જોઈને રાધિકાનું હૃદય ફાટી જાય છે. પરમની કૃપા તો આપણે બારણે જ આવીને વરસી રહી છે પણ આપણાથી ભય, લજ્જા, માનનો ઊંબર ઓળંગી શકાતો નથી. આટલું બધું સંકટ વેઠીને એ આંગણે આવે છે પણ પોતાના દુઃખને તો એ સુખેથી વધાવી લે છે. માત્ર બીજાના દુઃખે એ દુઃખી છે અને પરમ પ્રિયતમની આવી વિલક્ષણ પ્રીતિ જોઈને તો જગતમાં સુખનાં ઝરણાં વહી શકે છે.

જેનાથી માનવ જીવન સુખી અને સમૃદ્ધ બને એને પ્રાણ પાથરતો પ્રેમ કહો, શૌર્ય કહો કે સંતો જેને, 'હરિનો મારગ છે શૂરાનો' કહી બંનેના છેડા મેળવી આપે છે એવો ભજનનો મારગ કહો, પણ ત્રણે અંતે એક છે. કવિ દાદે એ ત્રણેને હૈયાની ઉલટથી ગાયા છે. સીસમના ઢોલિયા એણે પોતાના આરાધ્યને પધરાવ્યા છે; અને એમાં પોતાની પિછાન પણ આપી દીધી છે:

'શ્યામ રંગ લાગ્યો, બીજો કાંઇ લાગશે નંઇ
લાખ ભાત્યું મર છાપો,
રંગ બદલે નઇ ઓલ્યા સીસમનાં લાકડાં,
ભલે કરવત લઈને કાપો–
એ જી અમને એવો ભાતીગળ રંગ લાગ્યો.

૨૮–૮–'૭૧ ગોંડલ —મકરંદ દવે



અર્પણ

સામાજિક ઉત્કર્ષમાં ઉપકારક તેવી
સાહિત્ય–કલાની સાધના કરી રહેલ
'લોકસાહિત્ય પરિવાર'ને
'દાદ'

## આવડ તું ઉપરેં આવે

( ચારણી ચરજ )

આવડ તું ઉપરેં આવે રે, બાઇ તુને બાળ બોલાવે.
ચડી કાંતો નીંદના ઝોલે, બોલાવી બોલના બોલે;
ખપરાળી આંખ તો ખોલે રે, બાઇ તુને બાળ બોલાવે.

નાની એવી વાતમાં મા તું, જાપરું શીદ કરતી જા તું;
આઇ નથી ઠીક કેંવાતું રે, બાઈ તુને બાળ બોલાવે.

ત્રિશૂળાંનો થાય તડાકો, અડેડીને મેરૂ ખાંગો;
લળી જાવા ભૂધર લાગો રે, બાઇ તુને બાળ બોલાવે.

ત્રિશૂળે જગ લે તોળે, ખીજી સમદરમાં બોળે;
રિયાં દેવ આંખડી ચોળેરે, બાઇ તુને બાળ બોલાવે.

ચવાંડીં ચારણિયારાં, કેતારાંક બિરદ તારાં;
આઇ તોપે જાઉં ઓવારાં રે, બાઇ તુને બાળ બોલાવે.

રેના-દિન ઘટમાં રે'જે, લોબડિયાળી સાર તું લેજે;
કાદલ 'કે' સાદ તું દેજે રે, બાઇ તુને બાળ બોલાવે.



અમારું સદા ઉપરાણું લેનારી હે મા ! તું ક્યાં ખોવાઈ ગઈ ? આજ તુને હાક બોલાવી રહ્યાં છે. શું નીંદરમાં ઘેરાણી ! બોલાવી જવાબ કેમ દેતી નથી ? હવે આંખ ખોલીને અમારા સામું જો. અમારી વાતું તો નાની છે. ઉપરે રહેવાની. એમાં શીદને જાપરૂં કરતી જાય ? તું તો સમર્થ છો. તારા ત્રિશૂળને નાકે મેરૂ પર્વત પણ ખોડી જાય. તું રોષે ભરાય તો ત્રિશૂળની અણીએ આખી પૃથ્વીને ઉપાડી ને સમુદ્રમાં બોળી દે, દેવતાઓ આંખ ચોળતા રહી જાય એવી તું સમર્થ છો. હે ચારણી જોગમાયા આવડ ! હું તારાં કેટલાંક વખાણ કરું ? હે મા ! તારા પરાક્રમ ઉપર હું વારી જાઉં છું. રાત દિવસ અમારા અંતર-આત્મામાં બિરાજી અમારું તું કલ્યાણ કરજે.

## ખબરૂં લે ખોડલી

માડી આજ મૂંઝાણી ભવસાગરિયાની મા'ય,
ખૂડવાને લાગી બેડલી...રે

માડી કાં સૂતી રે ઠસાવીને સોડય,
ખબરૂં હે લેને ખોડલી...રે

માડી આજ મોઢાં રે ફાડીને મોટા લોઢ,
સાયર હેલું છૂટિયું...રે

એમાં વાહોલિયો વિંઝાણો ચારેકોર,
દોરિયું સઢની છૂટિયું...રે

માડી આજ વીંટી ધરતીને આખું વ્યોમ,
દિશાયું ધૂંધળી દીસતી...રે

એમાં કાંઠો રે ચડે ન'ઇ નજરે ક્યાંય,
ભરડા રે લીધા ભીંસથી...રે

માડી આજ છેટો રે ચાંદો ને છેટો સૂર,
ઓલવાતા આતમ દીવડા....રે

હવે સતની જ્યોતું પ્રગટાવ્ય,
ઝાંખા રે દીસે જીવડા....રે

માડી આજ જડે ન'ઇ વાટો કે જડે ન'ઇ વાગ,
હાવલાં મારી મારી હાંકિયાં....રે

જેવાં હતાં રે આગુંનાં તારાં હેત,
ગાગડિયાવાળી ક્યાં ગિયાં...રે



હે મા ! સંસાર સાગરમાં અમારું નાવ આજે તોફાનમાં ઘેરાઈ ગયું છે. મોટા મોટા લોઢ મોઢાં ફાડીને સામા ધસી રહ્યા છે. દશે ય દિશા તરફથી પવન ફૂંકાય રહ્યો છે. શ્રદ્ધાના સઢની દોરિયું તૂટી ગઈ છે. દિશાઓ ધૂંધળી બની ગઈ છે. એમાં અમને કિનારો જડતો નથી.

ચંદ્ર અને સૂરજ તો દૂર જ છે. પરંતુ અમારાં આતમનાં તેજ પણ ઓસરી ગયાં છે, ઓળાં થઈ ગયાં છે. તરણાંને પણ વળગીએ પણ તે ય નથી.

હવે તું અમારા દિલમાં સતની જ્યોત પ્રગટાવ. તારી મીઠી નજરૂંનો પ્રકાશ અમારા તરફ ફેંક, જેથી અમે આ સંસાર સમુદ્રના તોફાનમાંથી મુક્ત થઈએ. હે *ગાગડિયાવાળી ખોડિયાર ! આગનાં તારાં બિરદને સંભારી અમારી રક્ષા કર.

---

* ગિરમાં રીરણ નદીને કાંઠે ગાગડિયાના ધરા નામે ખોડિયારનું સ્થાનક છે.



## પ્રીતનાં ઘેલાં

અમે તો પ્રીતનાં ઘેલાં, અમારા મીન સરોવરના નાતા;
મીન સરોવરના નાતા, અમથી મૂક્યા નથી મૂકાતા–
અમે તો........

સરોવર સુકાતાં હંસ ઊડીને, થીર બીજે થઈ જાતા;
વિણ પાંખુંનાં વિહંગડાં અમે, જળ સાથે ઝડપાતાં–
અમે તો........

ઘણને ઘાએ અગનની ફૂંકે, ગાળ્યા એમ ગળાતાં;
ખાખ થયા વિણુ આઘા ન ખસતાં, લોઢા લાકડે જડાતાં–
અમે તો........

માનવ માટીના જુગજુગ જૂના, સબંધ નિભાવ્યે જાતાં;
માંડવે ચોરીના માટ મસાણે, આગ લઈ આગળ થાતાં–
અમે તો........

એવી લગન છે કલમ અણીથી, અગળાં થઈ સુકાતાં;
લહિયા આ સાચું લીટી ન જાણજે, ખૂટી ધૂળ્ય ખાતાં–
અમે તો........

કાદવ સરખાં 'દાદ' કે' કલેવર ને નીર સાથે નાતા;
વેઠવા વસમા વિયોગ એના, હૈયાં ચીરાઈ જાતાં–
અમે તો........



મૂકયાં મૂકાય નહિ તેવા મીન-સરોવરને નાતે અમે તો બંધાયેલાં છીએ.

હંસની પ્રીત તો સ્વાર્થની છે. કારણ કે તે તો સરોવર સુકાઈ જતાં ઊડીને બીજું સરોવર શોધી લે, પણ અમારી પ્રીત તો માછલા જેવી છે. અમે તો સરવર સાથે જ સુકાઇ જઇએ છીએ.

ભલે અમને તપાવો, માથે ઘણના ઘા મારો, પણ અમો લોઢા લાકડા સાથે એવા જડાઇ ગયા છીએ કે ખાખ થશું ત્યારે જ છૂટશું.

અમારી પ્રીત શાહી અને કલમની પ્રીતથીએ વિશેષ છે. શાહી જ્યારે કલમ અળગી થતાં સુકાતી નથી તેથી જ તેને ફીટકારી એના મુખ ઉપર ધૂળ નાખવામાં આવે છે. પણ હે લહિયા ! આ પ્રીતની શાહી લીલી નથી રહેતી કે તારે ચપટી ધૂળે ય માથે નાખવી પડે.

માનવી માટીનો છે. એ સત્યને અમે બરાબર વળગી રહ્યા છીએ. એના સુખમાં-લગ્ન ઉત્સવમાં અમે ચોરીના માટ પણ બનીએ છીએ, અને એના મૃત્યુ ટાણે આગનું હાંડલું થઇ આગળ થઇએ છીએ.

આવી પ્રીતને નિભાવવી ઘણી કઠણ છે. એક તો કાળી માટી જેવાં કાળજાં અને પાણી સાથે પ્રીત. આવતાં ય સહ્યું જાય નહિ અને જતાં ય !



## પગલાંની માળા

વીણી વીણીને ભેગાં કરિયાં, સપનાં બધાં સુંવાળાં;
નજર ગૂંથે પગલાંની માળા.

બે ચાંચડિયે એક જ તરણું, લઇ ઊડતાં લટકાળાં;
મનડાં અમે એમ ગૂંથ્યાં'તાં જેમ સુઘરીના માળા—
નજર ગૂંથે પગલાંની માળા.

ઈ વાટડીએ વન ઊગ્યાં, જ્યાં હાલ્યાં'તાં પગપાળાં;
વિંખાઈ ગયા છે આજ વિસામા, ગોંદરા નદિયું ગાળા—
નજર ગૂંથે પગલાંની માળા.

આંધ્યાં અંગ દિશા ના સૂઝે, ક્યાં કરવા ઊતારા;
આસરો દઇ ઊડાડી મૂકયાં, વલખે પાંખુંવાળાં—
નજર ગૂંથે પગલાંની માળા.

આવન જાવન રહી ન કોઇ, ઊંઘી ગયાં અજવાળાં;
બંધ કરી ઘર બેસી ગયાં છે, સૂનાં ઘરને તાળાં—
નજર ગૂંથે પગલાંની માળા.

મરી ગયાં 'દાદલ' મધલાળે, ઊગરવા નહીં આરા;
તાણે તાણે તૂણાઇ ગયાં, જેમ કરોળિયે જાળાં—
નજર ગૂંથે પગલાંની માળા.



સુંવાળાં સ્વપ્નાંઓને વીણી વીણીને નજરું આજ સંસ્મરણાનાં પગલાંની માળા ગૂંથી રહી છે.

પ્રિતાળા પંખીની જેમ એ ચાંચુંમાં એક જ તરણું લઇને ઊડતાં મનને અમે સુઘરીના માળા જેવું ગૂંથી લીધું હતું. પણ આજ એ બધી સ્મૃતિની વાટે ખડ-ઘાસ ઊગી ગયાં. જ્યાં અમે પ્રીતની ગોઠડિયું કરી હતી એ નદીના આરા, ગોંદરા, ગાળા બધા વિસામાં આજ વિંખાઇ ગયા છે.

વનના પંખીને થોડા દી પીંજરે પૂરી અને એક દી ઓચિંતું ઉડાડી મૂકે એવી અમારી દશા થઈ છે. પીંજરે પુરાયેલાં હતાં તેથી અમારાં અંગે અંગ અકડાઈ ગયાં છે. કયાંથી આવ્યાં હતાં અને કયાં જવું તેની કાંઇ ગતાગમ રહી નથી. છતી પાંખુંએ આજે અમે વલખી રહ્યાં છીએ.

હવે આ જીવનમાં કોઇ ચેતના રહી નથી. ઊર્મિઓ ઊંઘી ગઇ છે. તાળું વાસેલા સૂના ઘર જેવું આ જીવન વેદનામાં સસડી રહ્યું છે, કારણ કે સુખી પ્રેમની આશાએ ઘેલછામાં અમે ગાંડાં બની ગયાં હતાં. અમે જ ગૂંથેલા તાણાવાણામાં અમે બંધાઇ ગયાં છીએ.



## કાળજાંનો કટકો

કાળજાં કેરો કટકો મારો, ગાંઠથી છૂટી ગયો,
મમતા રડે જેમ વેળુમાં; વીરડો ફૂટી ગયો–
કાળજા કેરો કટકો મારો.....

છબતો ન'઼ઇ જેનો ધરતી ઉપર, પગ આજ થીજી ગયો;
ડુંગરા જેવો ઉંબરો લાગ્યો, માંડ રે ઓળંગ્યો–
કાળજા કેરો કટકો મારો....

બાંધતી ન'ઈ અંબોડલો, ભલે હોય ઈ છૂટી ગયો;
રાહુ થઇ ઘૂંઘટડો મારા, ચાંદને ગળી ગયો–
કાળજા કેરો કટકો મારો......

આંબલી પીપળ ડાળ બોલાવે, એકવાર સામું જો;
ધૂમકા દેતી જે ધરામાં, ઇ આરો અણોહરો–
કાળજા કેરો કટકો મારો......

ડગલે ડગલે મારગ એને, સો સો ગાઉનો થયો;
ધારથી હેઠી ઊતરી ધીડી, સૂરજ ડૂબી ગયો–
કાળજા કેરો કટકો મારો......

લુટાઇ ગયો મારો લાડ ખજાનો, 'દાદ' હું જોતો રયો:
જાન ગઈ જાણે જાન લઇ, હું તો સૂનો માંડવડો–
કાળજા કેરો કટકો મારો......



એકની એક દીકરીનો બાપ દીકરીને સાસરે વળાવી ઝાંપે ઊભો છે. વેલડું ધૂળના ગોટામાં ગોટવાઇ ગયું.

એક દિવસ જે દીકરી ગામમાં ઠેકડે ચાલતી, ધીમાં ધીમાં પગલાં ભરવાની જેને ખબરે ય નહતી, વાળનાં લટુરિયાં વિખરાયેલાં રહેતાં તે બાંધાવાનું ભૂલી જતી, તે દીકરીને પરણાવી સાસરે સોંઢાડવા ઓરડામાંથી બબ્બે સખીઓએ એનાં બાવડાં ઝાલી બેઠી કરી. ફોરૂં ફૂલ જેવું શરીર ભારેખમ થઇ ગયું. બાપના ઘરનો ઉંબર એને ડુંગર જેવડો ઊંચો લાગ્યો.

આંગણે અજવાળાં પાથરતી ચંદ્રમુખીને જ્યારે ચોરીએ લાવ્યા ત્યારે બાપનું અંતર પોકારી ઊઠ્યું કે આજ મારા ચાંદના કટકા જેવી દીકરીના મુખને રાહુરૂપી ઘૂંઘટ ગળી ગયો.

વેલ રસ્તે પડી. પાદરનાં આંબલી–પીપળી–વડલાનાં ઝાડવાંની જે ડાળીઓએ હીંચકા ખાધેલા, એ ડાળીઓ લળીલળીને કહી રહી: 'બાઇ ! અમારા સામું તો જો !'

બાપના ઘરના ઉંબરાથી સાસરાના ઝાંપા સુધીનો મારગ દીકરીને ડગલે ડગલે સો સો ગાઉનો થઇ પડયો. બાપ કહે છે વેલ્યમાં બેઠેલી મારી દીકરી ધારથી હેઠી ઊતરી તે જાણે ક્ષિતિજમાં સૂર્ય, આથમી ગયો હોય તેવું લાગ્યું. મારા લાડનો ખજાનો મારી સગી આંખે હું ભાળું છું ને કો'ક લૂંટી ગયું. સાજન માજન ચાલ્યાં જાય અને સૂનો માંડવો હવાથી ફફડતો હોય એવો મને ઉજ્જડ–ઉદાસ મૂકીને દીકરી ચાલી ગઇ. જાણે મારો જીવ વહ્યો ગયો.



૧૮૭૧૨૯

# મોટાં ઘર

ઓરડા આથમણી દશ્ય કેરા,
આવડા કોણે કર્યાં રે લોલ.
નભનાં જેટલાં અઢળક નાણાં,
ભંડાર એના કાયમ ભર્યાં રે લોલ.
માણીગર પૃથ્વી કેરે માથે,
ચતુર નર રણે ચડયો રે લોલ.
રોજ રોજ રાન્યું ત્યાં જઈને રે'તો,
આવડો મોટો થયો રે લોલ.
દુનિયામાં દૂધમલિયો એક દીઠો,
એકલવાયો ઘોડે ચડે રે લોલ.
ઉજાગરા રાતલડીના આંખ્યે,
એના ઘેર ઓછા કરે રે લોલ.
પાલવ નીત નીત નવલા પે'રે,
જોબન એનાં જોવાં ગમે રે લોલ.
નાર એવી કેસરવરણી નભની,
રોજ એને આંગણ રમે રે લોલ.
પદમણી ધોળાં રે વસતર પહેરે,
એવી એક આણાં વળે રે લોલ.
ઉતાવળી સાસરીએથી અટૂલી,
ઢાલિયામાં આવી ઢળે રે લોલ.

ઓરડા આભના આવડા મોટા,
તારલિયાને ટૂંકા પડે રે લોલ.
આવતા કો'ક વેલા ને કો'ક મોડા,
ઓસરિયુંમાં આડા પડે રે લોલ.
'દાદ' એક ના'વે બાળુડો રાજા,
હઠીલા નિત હેર્યા કરે રે લોલ.
ઊભો ઊભો ઓતરાદી દશમાંથી,
ફૂલડાં વેર્યા કરે રે લોલ.



આભનો આ આથમણી દિશારૂપી ઓરડો એટલો બધો મોટો છે કે આકાશની બધી સંપતિ એમાં ઠલવાઈ ને સમાઈ જાય છે. રણે ચડેલા શૂરવીર જેવો સૂર્ય એ ઓરડામાં રાત્યું રહીને આવડો મોટો થયો. દૂધમલીઓ ચંદ્ર રાત્યુંના ઉજાગરા એ ઓરડામાં ભાંગે છે. નવાં નવાં વસ્ત્રો પરિધાન કરતી નિત નવી સંધ્યા એ ઓરડાની ઓસરીમાં ખેલતી હોય છે. પ્રૌઢા નાવિકા જેવી ચાંદની સાસરેથી પિયર આવેલી દીકરીની જેમ નિર્ભય થઈ પોઢે તેમ આ ઓરડામાં ઢોલિયે આવી ઢળી જાય છે. આભનો આવડો મોટો વિસ્તાર પણ તારલિયાને ટૂંકો પડે છે.-બિચારા સંકડાશે ખદબદતા હોય છે, પણ આ વહેલા મોડા આવે તે આ ઓરડાની ઓસરીમાં આવી આડા પડી લંબાવે છે. એક જ હઠીલો બાળરાજા ધ્રુવ એવો છે કે ઉત્તરમાંથી ખસીને આ આથમણી દશના ઓરડે આવતો નથી. બસ, ઊભો ઊભો ફૂલડાં વેર્યા કરે છે.



## સંધ્યાની વેરણ રાત

ગોઝારી રાતડી રે સંધ્યાની વેરણ થઇ.
આભ અંટારીએ મુખડું કાઢી
હું દુનિયા જોવા ગઇ,
કાળ મુખાળી ક્રોધથી મારાં
દ્વારને દેતી ગઈ–ગોઝારી.

તારલાના હાર ગૂંથતી'તી હું તો
સાંભળ મોરી સઈ,
પે'રતાં પહેલાં પાપણી મારાં
જોબન ઝોંટી ગઇ–ગોઝારી

ઝટપટ ઊઠી હું આ ઘડી બેની ને
પાલવ પે'રતી થઈ,
શણગાર મને સજવા ન દયે
ગોદમાં લેતી ગઇ–ગોઝારી

બીક મારે બોલ્યા બેયની બેની
કોઇને કે'વાય ન'ઇ,
દિવસ આખો સૂરજ દોડે ને
રાતડી આડી ર–ગોઝારી

'દાદ' કહે ભવ દરિયે મારી
ડૂબતી કાયમ દૈ,
ચાંદની હોડયે ચડવાની મારી
આશ અધુરી રૈ–ગોઝારી



સંધ્યા કહે છે કે આ ગોઝારી રાત મારી કાયમની વેરણ બની.

આભની અટારીએ મુખ કાઢીને હું દુનિયાને જરા જોઉં છું ત્યાં તો કાળાંમોઢાવાળી મારા દરવાજા બંધ કરી દયે છે. આખો દિવસ તારલાના હાર હું ગૂંથ્યા કરું છું, તે હાર હું પહેરૂં તે પહેલાં તો મને જોબન સોંતી લપેટતી જાય છે. ઉતાવળી ઉઠીને હજી તો પાલવ જ પહેરૂં છું, શણગાર સજવા તો હજી બાકી છે, ત્યાં તો મને ગોદમાં લઈને ચાલી જાય છે. દિવસ આખો સૂરજ તપતો હોય છે. માંડ આથમે અને હું બેઠી થાઉં ત્યાં તો તરત જ રાતની સવારી આવી પહોંચે છે.

આમ મારું અલ્પ આયુષ્ય અવકાશના સમુદ્રમાં કાયમ ડૂબતું રહે છે. મારી જે ચાંદની સામે હોડે ચડવાની હામ છે તે અધુરી જ રહે છે.



## રાત પડી ગઈ

પ્રીતની ઘેલી હાય બિચારી,
સૂરજ પાછળ રાત પડી ગઈ;
ઘોડલાવાળો ઘડી ન રોકે,
રીસ હૈયાને હાટ ચડી ગઈ.

ઉદયાચળને ઓરડેથી એ,
દુખની મારી દોડતી આવે;
ભટકાણી આથમણી ભીંતે,
સિંદૂર ખર્યાં ને સાંજ પડી ગઈ.

હાર ગળાના હીરલા તૂટ્યા,
થોકે થોકે તારલા થઈ ગયા;
નંદવાણી સૌભાગ્યની ચૂડી,
બીજની ઝીણી ભાત પડી ગઇ.

અંતરનાં દુઃખ નેણલે ઉમટ્યાં,
ઊભરાણી આકાશમાં ગંગા,
કાજળ ચારે કોર ફેલાયાં,
સ્નેહની ત્યાં સોગાત પડી ગઈ.

નેપુર પગે ઠેસડી જાણે;
દેવના દેવળ આરતી વાગી;
સુગંધ ફોરી ધૂપસળી એના–
ચિતથી મીઠી વાત પડી ગઈ.



માર માર થતા સૂરજની પાછળ પ્રીતની ઘેલી દોડતી રાત પડી ગઇ અને તેના શણગાર વેરાઈ ગયા.

પૂર્વ દિશામાંથી તે સૂર્યની પાછળ દોડી પશ્ચિમ દિશાએ આવતાં સૂર્ય હાથ આવ્યો નહિ, અને દોડતાં દોડતાં તે ભટકાણી, એથી સેંથાનાં સિંદૂર ખરી ગયાં ને સંધ્યારૂપે રસાઈ ગયાં. ગળાનો હાર તૂટી ગયો, હીરા મોતી વેરાયાં તેના આભે તારલા બની ગયા. હાથની ચૂડી નંદવાણી, તે ચૂડીનો અર્ધો ટૂકડો બીજનો ચન્દ્ર બની ગયો. સજળ નેત્રોમાં આંસુના દોરિયાની આકાશગંગા થઈ ગઇ. કાજળ રેલાયાં તેનું અંધારૂં થયું, અને ઠેસ વાગતાં નેપુર રણઝણ્યાં તેની સંધ્યા આરતી થઇ. ચિતથી મીઠી વાત પડી તે ધૂપ–સુગંધના મઘમઘાટે ફોરવા લાગી.



## ચાંદરણું

આવ્યું  ચાંદરણું  આવ્યું;
રે આવ્યું ચાંદરણું આવ્યું.

અંધારે ઓરડે આતમના તેજનું,
જાણે પ્રતિબિંબ છાયું;
હૈયા તિરાડેથી હળવે હળવે,
ભીતરમાં બ્રહ્મરૂપ ભાળ્યું–આવ્યું.

સો સો જોજનથી કરે સંચાર એનું,
એથી સ્મરણ થઇ આવ્યું;
સ્વજન વિહોણા કોઇ સ્નેહીનો,
જાણે સંદેશો લાવ્યું–આવ્યું.

સોડયે નિરાશાની સૂનેલા જીવનને,
ઝબકારો થઈ ઝગમગાવ્યું;
સંતાપે બીડેલા સૂકેલા હોઠ પર,
આછેરૂં સ્મિત અંકાયું–આવ્યું.

ખળભળતા ખોરડા જેવું આ ખોળિયું,
છળ કપટે છવરાવ્યું;
'દાદ' કહે જીવનમાં ઠીક દરસાણું, તે–
સાનુમાં સમજાવ્યું–આવ્યું.



અજ્ઞાને અંધારી આ કાયા કોટડીમાં આતમના તેજ લીસોટા જેવું ચાંદરણું ભીતરમાં બ્રહ્મરૂપ થઈ હૈયાની તીરાડમાંથી પ્રવેશી ગયું.

સો સો જોજન પર વસેલા કોઈ સ્વજનના સંદેશા જેવું, નિરાશા અને સંતાપે બીડાયેલા હોઠો પર આછા સ્મિત જેવું થઈ જીવનમાં ઝબકારો કરી ગયું.

પડ્યું કે પડશે એવું આ ખળભળતું ખોરડું છળ કપટથી ચણાયેલું છે. તેમાં આ રીતે આવીને હે ચાંદરણા! તેં અમને સાનમાં સમજાવી દીધું કે આ કાયા ક્ષણભંગુર છે.

❦

# વર્ષા વેરણ થઇ

વાયરા ઓતર દખણના વાય રે
હૈયું મારૂં હાલક ડોલક થાય.
વરષા–ઘેલી આ વેરણ વાદળિયુંને
આવડા શ્યા એંકાર,
મદભરીના માથડે વાગે મને
ઘૂઘરિયુંના ઘમકાર રે – વાયરા.
સૂર કોકિલના હજી નથી શમ્યા
(ત્યાં તો) મોરલે દીધા ટહુકાર,
નયણેથી નીર હજી સૂકયાં નથી ત્યાં તો
વરસ્યા મૂશળધાર રે – વાયરા.
ધીરા ધીરા રે તમે બોલો બાપૈયા મારે
રૂંવે રૂંવે છે રણકાર,
મૂરતિયું મારા મનમાં વસી પણ
દરશન દરિયા પાર રે – વાયરા.
એક ઝબૂકે આભલિયામાં ને
બીજી ઘૂંઘટડાની માંય,
પિયુ વિજોગના તોડી પડદા એતો
હોડયું બકવા જાય રે – વાયરા.
સાગર મળવા હાલી સરિતાયું
વેલ્યું ચડી વનરાઈ,
'દાદ' વસુંધરા દીપી ઊઠી તું
સાયબા સાબદો થાય રે – વાયરા.



એક વિજોગણ આભ સામે મીટ માંડીને ઊભી છે. વર્ષા ઋતુ માથે ઝળુંબી રહી છે. વાદળીઓ ગડહુડી રહી છે. તેને કહે છે : હે વાદળીઓ ! તમે ધીમી ધીમી ગાજો. તમારા પાયલના ધમકારા મને માથામાં ઘણના ઘા જેવા વાગે છે.

વેદના જગાડતા કોકિલના સૂર હજી તો મનમાં ગુંજે છે. ત્યાં તો મોરલિયા ટહુકી ઊઠયા. આંખેથી આંસુડાં હજી સુકાયાં નથી, ત્યાં તો અષાઢની અનરાધાર એલિયું મંડાઇ ગઇ.

હે બાપૈયા ! તમે 'પિયુ', 'પિયુ' એમ ધીરા ધીરા બોલો. એ પિયુકારો તો મારા રૂંવે રૂંવેથી ગાજી રહ્યા છે, પિયુની મૂર્તિ મારા મનમાં જ છે, પણ દર્શન દરિયાપાર બન્યાં છે.

એક વીજળી આભમાં ઝબકે છે, અને બીજી રૂપની વીજળી ઘૂંઘટામાં પિયુ–વિજોગના પરદા હેઠળ છે. પણ હે સાયબા ! આજ એ રૂપની વીજળી આકાશની વીજળી સાથે હોડ બકવા અધીરી થઈ રહી છે. માટે તું જ્યાં હો ત્યાંથી ઝટ સાબદો થા, કારણ કે આ ગાંડીતૂર થઈને નદી ઘોડાપૂરે સાગરને મળવા ધસી રહી છે. વેલડીઓ વૃક્ષોને ગળે વીંટાઇ રહી છે. આવી મોસમમાં હું કેટલીક ધીર ધરું ?



# મોંઘાં રૂદન

મેહુલિયો મોંઘાં રૂદન કરે...

જોર કરીને ઝડપી લીધાં એ
એક દી આડાં ફરે,
સાગરનાં છોરૂને સંઘર્યાં
એનાં પ્રાછત કરે–મેહુલિયો.

ભીતર અગ્નિ ભડકે બળે
જુઓ દામિની ડાકાં કરે,
પંડયનાં દુખડાં પ્રજળે છે, પણ
અવરનાં તો ઠરે–મેહુલિયો..

ઝીલે આંસુડાં શિર પર ઝાડવાં
વાયરાથી થથરે,
નદી સરોવર કોઈથી નવ રિયે
સાગર પેટાં સંઘરે–મેહુલિયો.

તારે આંસુંડે અવનિ ઊજળી
ધરા નવજીવન ધરે,
ખારાંને પણ મીઠાં કરીને
નયણે અમી ઝરે–મેહુલિયો.

સાત સાયરનાં પાણી જેટલું
આંસુ વજન ધરે,
જીરવ્યા કોઈથી જીરવાયે નહિ
ખાંધ્યા કોઈ ન રે'–મેહુલિયો



મેઘનાં આંસુ કેવાં મોંઘેરાં છે !

એણે ભલે સાગરનાં નીરને ચોરી લીધાં પણ એકનાં અણજો ગણાં દઇ ચોરીનાં પ્રાયશ્ચિત કર્યાં. એને તો ભીતરમાં અગ્નિ બળે છે. તેની સાથી છે વીજળી. પોતે ભલે બળીને પણ બીજાને ઠારવાનું તો કામ કરે છે !

એનાં આંસુ એટલાં બધાં વજનવાળાં છે કે કોઈથી ઝીલ્યાં ઝીલાતાં નથી. ઝાડવાં બિચારાંને થાય છે કે અમે થડીક તેને માથે રાખીએ, અમારા તપતાં શિરે ટાઢક થાય. પણ પવનના ઝોંટે એ નીર ખરી જાય છે. નદી નાળાં સરોવર કોઈથી સંઘરી શકાતાં નથી. સાગર જ એને તો સંઘરે ને !

મેઘને આંસુએ તો અવનિ ઊજળી છે. ધરતી નવપલ્લવિત બને છે. સાગરનાં ખારાં જળને મીઠાં કરીને તે ધરતીને પાય છે. સાત સાત સમુદ્રનાં પાણી જેટલાં મેઘનાં આંસુ વજનવાળાં છે. એ બીજા કોઇથી જીરવાય નહિ, બંધાય નહિ.



## કાનને કાગળિયો

રાધા ગોરી કાગળિયો લખો એક કાનને,
ગોકળિયાની કહે છે એમ ગોપી - રાધા.

રાધા ગોરી ચોસર ભતીલી
લખો એક ચૂંદડી;
ચૂંદડીમાં ભર્યા, નવલખ હીરા - રાધા.

રાધા ગોરી રાતા રંગની
લખો એક ચૂડલી;
ચૂડલીમાં મઢી હોય, વીજળીની ચીપું - રાધા.

રાધા ગોરી કાજળ લખો રે
કાળી રાતનાં;
આંખડીમાં વર્ષાની મધરાત્યું - રાધા.

રાધા ગોરી મોતીડાં લખો
મોંઘા મૂલનાં;
'દાદ' એમાં સો સો વરસની સ્વાત્યુ - રાધા.



રાધા પાસે ગોકુળની એક ગોપી કાનને કાગળ લખાવતાં કહે છે :

લખો, જેમાં નવલખ હીરા ટાંકયા હોય એવી ચારે ય છેડે ભાત્યવાળી એક ચૂંદડી. રાતા રંગની ચૂડી, અને ચૂડીમાં વીજળીની ચીપું. અંધારી રાતના કાજળની એક ડાબલી. જેને આંજવાથી વર્ષોની મેઘલી રાત્યુંનાં આંખમાં ઘેન ચડે.

હે રાધા ગોરી ! થોડાંક મોતીડાં પણ સાથે લેતા આવે, કે જેમાં સો સો વરસોની સ્વાત્યું (સ્વાતિ) વરસી હોય.



# સોણલું

સોણલું મારું ચડયું છે કાગડાની ચાંચે;
સોણલું મારું આજ આવ્યું કાં કાલ આવે.

સોણલું મારું બારીના બારણે આવ્યું,
સોણલું મારું વાને વંટોળિયે આવ્યું.

સોણલું મારું આંગળીના ટેરવે આવ્યું,
સોણલું મારું ધીમા ટકોરે આવ્યું.

સોણલું મારું આવ્યું પનિહારીની પાંખે,
સોણલું મારું બેડલે હસતું આવ્યું.

સોણલું મારું ડાબા રે અંગમાં ફરૂકયું,
સોણલું મારું આંખની પાંપણે આવ્યું.



વિજોગણનું ડાબું અંગ ફરકી રહ્યું છે. તે કલ્પનાના હિલોળે ચડે છે. જાણે તેનું મીઠું સોણલું (પિયુ) ફળિયામાં બોલતા કાગડાની ચાંચે ચડ્યું છે. બારી બારણાં ખખડે છે. જાણે વાની લેરખીએ ચડીને આવે છે. મહેમાનના પ્રથમ સમાચાર લાવતી પનિહારીના બેડલે ઝબકતું આવે છે. દ્વાર પર ધીમા ટકોરા પાડતું આંગળીનાં ટેરવામાં આવશે. આવા આવા વિચારોના ઝોલે વિજોગણ ચડી છે.



## બેડલે

એ ભાણુ ઝળક્યો રે......
ગોરી તારા પાણીના બેડલે.

ગોરી તારા બેડલે પૂનમ કેરી રાત છે,
એ ચાંદ ચમક્યો રે... ગોરી તારા પાણીના બેડલે.

ગોરી તારા બેડલે હૈયા કેરાં હીર છે,
એ હાથ લપસ્યો રે... ગોરી તારા પાણીના બેડલે.

ગોરી તારા બેડલે નેહું કેરા નીર છે,
એ જીવ તરસ્યો રે... ગોરી તારા પાણીના બેડલે.

ગોરી તારા બેડલે ધરતીનાં હેત છે,
એ આભ ઝૂક્યો રે.... ગોરી તારા પાણીના બેડલે.



હે ગોરાંદે! તારા બેડલામાં તારું જીવન ઝબકી રહ્યું છે.

સવારના પહોરે તું પાણી ભરીને નીકળે છે, સૂરજનાં કીરણ તારા બેડલે ઝળાંહળાં થાય છે.

પૂનમની રાત તારા બેડલે આવીને છવાઈ જાય છે.

તારા હૈયાનું હીર—સુંવાળપ બેડલાંમાં વણાઈ ગઇ છે, નજર તેના પરથી સરી જાય છે, ટકી શકતી નથી.

તારા બેડલામાં વાત્સલ્યનાં નીર ભર્યાં છે. જીવ એનો સદાય ભૂખ્યો તરસ્યો રહે છે.

તારા બેડલે ધરતી જેવાં હેત છે, એટલે આભ તેના પર ઝળુંબી રહ્યો છે.

# ભીંત્યું ભાગ્યશાળી

ભીંત્યુ કેવી તમે ભાગ્યશાળી,
ગાર્યું કરે ગોરા હાથવાળી:
ગોપી ચીતરી કાનુડો ચીતર્યો,
ચીતર્યાં ગોપ ને ગોવાળી-ભીંત્યું.

ખરબચડા જેવી તું ઊભી'તી ઓરડે,
અટૂલી ને ઓશિયાળી;
ચુડિયુંવાળા હાથે છંદાણી તું,
સુખણી થઇ ગઈ સુંવાળી-ભીંત્યું.

ઘૂંઘટામાંથી બા'રે મોઢાં ન કાઢતી,
ન પેનિયું કોઇએ નિહાળી;
પદમણી તારી દેયું પંપાળે
હેમ સરીખા હાથવાળી-ભીંત્યું.

ધોળી રે ધૂળના છાંટા ઊડયા, જાણે
તારલે રાત અજવાળી;
ચાંદની જેમ તને ચારે દશ્યુંએ,
ઓળીપો કરીને ઉજાળી-ભીંત્યું.

પસીનો લૂછતાં ઓઢણી પડી ગઈ,
લ જ વા ણી લા જા ળી:
ભાવ ભરેલી એ દેહમાં ભાળી તેં,
રે ખા ઉં હ રિ યા ળી-ભીંત્યુ.

'દાદ' કરમની દીવાલ ઊઘડી,
કોણે નમાવી ડાળી;
જડે ચેતનના પ્રતિબિંબ ઝીલ્યાં એ
વાતું છે વીગતાળી-ભીંત્યું.

ગામડાના એક ઘરની ભીંતને એક નવવધુ ગાર કરી રહી છે.

જેના પગનો નખ બીજાને જોવા ન મળે એવી લજ્જાવંતી પદમણી ખણુખણુતી ચૂડીએ, હેમની શરણાયું જેવા હાથે ભીંતના દેહને પંપાળી રહી છે. એવા રૂડા હાથોએ અટૂલી – ઓશિયાળી અને ખરબચડી ભાંતને સુંવાળી કરી દીધી. એના જડ–જીવનમાં કાન–ગોપીનાં ચિત્ર ચીતરી ભક્તિના ભાવ ભરી દીધા.

ગોરીના ગોરાં મુખ અને તેના પર ઊડેલા ધોળી ધૂળના છાંટા જાણે ચાંદની રાતે તારા ઝબૂકતા હોય નહિ! વાહ, ભાગ્યશાળી ભીંત! આવાં રૂપ તો ધરાઈને તું જ જોઇ શકે છે.

કામ કરવાથી પદમણીના કપાળે પરસેવો વળે છે. હાથ ગારો ગારો ભર્યા છે. કપાળનો પરસેવો હાથ ઊંચો કરી બાંવડેથી લૂછવા જતાં માથાનું ઓઢણું સરી જાય છે, અને એ લજ્જાવંતી ઓઝપાઇ જાય છે. એ શરમ અને શ્રમના મિશ્રીત ભાવો તો હે ભીંત! તું જ જોઈ શકી.

તારા કર્મની ડાળ નમી ગઇ. તું જડ ભીંત, તારા પર ગોરીનાં પ્રતિબિંબ પડ્યાં ને તું ચેતનવંતી – સજીવ બની ગઇ.

❦

## ટેરવાં

ધીરાં ધીરાં રે વગાડ, કાળજામાં વાગે છે ટેરવાં.

લપતાં ને છપતાં આવી, ઊભાં છે બારમાં;
ખોલે છે હૈયાના દ્વાર, ટકોરા મારે છે ટેરવાં.

હસતાં ભીંત્યુંએ ઓઢ્યાં ચાકળે ચંદરવે;
માંડ્યું છાંડ્યુંમાં મલકાય, ટોડલે ટહુકે છે ટેરવાં.

તાણા વાણા જેમ ચોટ્યાં ગોકુળને;
ગોપીને હૈયે ગૂંથાય, વનરાઈમાં ગુંજે છે ટેરવાં.

જીવન જંજાળ ઘડીક મમતાને ખોળ લે;
બાળક બનીને ઊંઘી જાય, માથડાં પંપાળે છે ટેરવાં.

સૂકી ગયાં હોય ભલે નદિયુંનાં વેન 'દાદ';
અંતરનાં નીર ઊભરાય, વીરડા ગાળે છે ટેરવાં.



ટેરવાં પણ કેવાં કામણગારાં !

પરણ્યની પહેલી રાતે લપાતાં છૂપાતાં ઓરડે આવીને હળવા ટકોરા કરે. દરવાજાનાં દ્વારની સાથે હૈયાનાં દ્વાર પણ ખૂલી જાય.

ટેરવાં ભરત ગૂંથણ કરી ભીંત્યુંને શણગારી ટોડલે ટહુકતાં હોય. માંડયું છાંડયુંમાં મલકાતાં હોય.

વનરાવનમાં ગુંજતા કાનના ટેરવાંએ કરોળિયાની જાળ જેમ ગોકુળ અને ગોપિયું ને ગૂંથી લીધાં.

મમતા ભરેલાં એ ટેરવાં માથડામાં ફરતાં હોય ત્યારે જીવન જંજાળમાં થાકેલો પુરુષ બાળકની જેમ ખોળામાં પોઢી જાય છે.

વહેતી નદિયું ચૈતર મહિને સૂકાઇ જાય એમ હૈયાં સુકાઇ ગયાં હોય તો કોઇ માયાળુ ટેરવાં અંતરને ઢંઢોળી વીરડા ગાળે તો ડૂકેલી સરવાણિયું ફરી વહેતી થઈ જાય.



# ઠાકોરજી નથી થાવું

ટોચોમાં ટાંચણું લઈ. ભાઇ ઘડવૈયા મારે
ઠાકોરજી નથી થાવું,
ઘડ ધીંગાણે જેનાં માથાં મસાણે એના
પાળિયા થઇને પૂજાવું–ઘડવૈયા.

હોમ હવન કે જગન જાપથી,
મારે નથી પધરાવું,
બેટડે બાપનાં મોઢાં ન ભાળ્યાં એના
કુમળા હાથે ખોડાવું–ઘડવૈયા.

પીળાં પીતાંબર કે જરકશી જામા મારે
વાઘામાં નથી વીંટળાવું,
કાઢયા'તા રંગ જેણે ઝાઝા ધીંગાણે–એવા
સિંદૂરે ચોપડાઈ જાવું–ઘડવૈયા.

ગોમતીજી કે ઓલ્યાં જમનાના નથી મારે
નીર ગંગાજીમાં નાવું,
નમતી સાંજે નમણી વિજોગણના
ટીપા આંસુડાએ ના'વું–ઘડવૈયા.

બીડયા મંદિરિયામાં બેસવું નથી વીરા
મારે મેદાનમાં જાવું,
શૂરા શહીદોની સંગાથમાં મારે,
ખાંભી થઇ ને ખોડાવું–ઘડવૈયા.

# કેસૂડાનાં ફૂલડાં

અમે નાહક ખાખરિયુંમાં ખીલ્યાં
કેસૂડાનાં ફૂલડાં
અમને ખોટે ખોટાં બિરદાવ્યાં
કેસૂડાનાં ફૂલડાં
કોઈ આશા કરીને પાસ ન આવ્યાં
કેસૂડાનાં ફૂલડાં
નથી રાધાને હાથે ગૂંથાણાં
કેસૂડાનાં ફૂલડાં
નથી પ્રભુના પગમાં પથરાણાં
કેસૂડાનાં ફૂલડાં
નથી નવલી દિલદારાએ ચૂંટ્યાં
કેસૂડાનાં ફૂલડાં
નથી રસ લોભી ભમરાએ લૂંટ્યાં
કેસૂડાનાં ફૂલડાં
નથી હસતા હોઠોએ જડી દીધા
કેસૂડાનાં ફૂલડાં
કોઈએ કાળા મોઢાના જ કીધા
કેસૂડાનાં ફૂલડાં
કોઈ પીડી ભરેલીએ વાટયાં
કેસૂડાનાં ફૂલડાં
જાતા ધીંગાણે કંથડાને છાંટયાં
કેસૂડાનાં ફૂલડાં

'દાદ' જેદી તમારા રંગ ખેલ્યા
કેસૂડાનાં ફૂલડાં
તેદી રંગે ધરણીએ રંગ રેલ્યા
કેસૂડાનાં ફૂલડાં



કેસૂડાનાં ફૂલને એક દી પસ્તાવો થયો. અરેરે, અમે નકામા ખાખરામાં ખીલ્યાં.

રાધાએ કે ગોપીઓએ કનૈયાનો હાર ગૂંથવા માટે અમારી એકેય કળી ચૂંટી નથી. કોઈ નવવધુએ એના અંબોડાની વેણીમાં ગૂંથ્યાં નહીં. કોઈ પૂજારીએ પણ અમને ઠાકરના પગમાં ધરવા ચૂંટ્યાં નહિ. કવિઓએ તો દૂર રહીને જ અમારાં વખાણ કર્યાં. કેટલાકે સ્ત્રીના રૂપનું વર્ણન કરવા હોઠને કેસૂડાંની કળીની ઉપમા આપી, અમે જરાક ફૂલાણા, ત્યાં બીજા કવિએ કહ્યું 'કેસર મેલીને કેસૂડાંને કોણ સેવે, કેસૂડાં રંગનાં રાતાં ને મુખનાં કાળાં.'

આવી હાલતમાં કેસૂડાં પસ્તાય છે, ત્યાં કોઈ પીઠી ભરેલી, મીંઢોળબંધી ક્ષત્રિયાણીએ એક ફૂલ ચૂંટ્યું. એના રંગ કાઢી ધીંગાણે જતા કંથને કેસરિયાં કરાવ્યાં, અને એ કેસૂડાંની એક જ કળીના રંગે ધરતી પર નદિયું મોઢે રંગ વહેવડાવ્યા, ત્યારે કેસૂડાંને એમ થયું કે અમે સાર્થક થયાં.



# ખંતીલા હોળિયું ખેલે

ખંતીલા હોળિયું ખેલે, રુધિરોના રંગડા રેલે.
આજ હિમાળાના હૈયડે ઊઠે રુધિરોની રંગછોળ;
દેશદાઝે લાડકવાયા, લાલ બન્યા લાલચોળ
ખંતીલા......

શીદ આવી છંછેડિયા સૂતાં, સિંહનાં નાનાં બાળ;
આળસ મરડી ઊઠિયાં લાગ્યાં, કાળથીયે વિકરાળ-
ખંતીલા......

ઘણ ઘેરૈયાનાં ઝોડી ઝોડી, રંગ કેસરીએ રંગાય;
સેંકડો માથાં શ્રીફળ થઈને, અગનિમાં ઓરાય-
ખંતીલા......

તોપ જંજાળયુંની નાળિયું ત્રૂટે, એવી છાતિયું કઠણ છે;
બંબગોળાને બિવરાવે એવાં, કાળજાં કઠણ છે-
ખંતીલા......

ખોળલે ખેલતાં બાળ ખસેડી, જાગ્યો જનેતાનો જુવાળ;
લાકડી ટેકે હાલતાં જાગ્યાં, અપંગ પણ અણુવાર-
ખંતીલા......

સેજ સુંવાળીએ નવોઢા છોડી, જાગિયા કૈંક જુવાન;
મૂછ ફૂટંતાં મરદું જાગ્યા, દેવા માથાનાં દાન-
ખંતીલા......

કેસર ઘોળીને ચાંદલા ચોડે, ભામિનિયું ભરથાર;
આશા ભરેલી અબળાયું, કંથને દયે જાકાર–
ખંતીલા......

જાગ્યાં અને કૈંક જાગશે સૂતી, સિંધૂડા કેરા સૂર;
માવડી સાદે માથડાં દેવા, ચાલશે થઇ ચકચૂર–
ખંતીલા.....

જટાયું ખંખેરી અને જાગશે જોગી, વાગશે ડમ્મર ડાક;
રણખાંડા ખખડાવશે ભેળી, લોબડિયું નવ લાખ–
ખંતીલા......

ધૂમ ધણેણીને જાગશે ગિરિ ગરવો ગોરખનાથ
'દાદ' કે દટણ કરનારો બાવો જાગશે ધૂંધળીનાથ.
ખંતીલા......

(ચીને ભારત પર આક્રમણ કર્યું તે વખતે ભારતે બનાવેલ અમીરનું કાવ્ય)



# શૂરા જોજે જાય ન પાણી

બેલીડા તું બાખડી લેજે રે, અરી સાથે આખડી લેજે;
માતા કાજ મરવું ઈ મરદાનગી કેરી ભાઇ નિશાની–
શૂરા જોજે જાય ના પાણી.

બેલીરા તું ફાળ મા ખાજે રે, ગેંગેં ફેંફેંનાં ગીત મ ગાજે;
દેજે રણહાક ધ્રુજી જાય ધરતીના ખંડ ખંડ ધણેણી–
શૂરા જોજે જાય ના પાણી.

એવી તારી છાતિયું ફૂલો રે, ફૂલે ગુલશનનાં ફૂલો;
તૂટે બખ્તરની કડી જાય એનાથી ન ભીંસ ખમાણી–
શૂરા જોજે જાય ના પાણી.

વીરા તારી વાટ જુએ છે, જોવા તારા હાથ જુએ છે;
વેરીનાં રગતો પીવા આજ ભૂખી થઇ માત ભવાની–
શૂરા જોજે જાય ન પાણી.

ભૂમિની વાત જ્યાં આવે રે, નેનુંમા નીંદરા ના'વે;
સૂતા ઓઢ્યા વીર શિવાજીને ભાઇ ભગતસિંહની આંખ તણાણી–
શૂરા જોજે જાય ન પાણી.

નથી તારી બેનડી રોતી રે, નથી તારી માવડી રોતીમાં
જેણે તારી ચૂંદડી ઓઢી એ ભાગ્યશાળી એક નાર ફૂલાણી–
શૂરા જોજે જાય ના પાણી

બેની તારા કેડિયાં ગૂંથે રે, ભાભી તારાં મોજલાં ગૂંથે;
હજી એને હેત ઘણું માતા કામળી ગૂથે રેંટિયા તાણી–
શૂરા જોજે જાય ના પાણી.



હે વીર ! તું દુશ્મન સામે લડી લે. દેશ ખાતર મરી જવું તેમાં જ મરદાનગી છે. રણે તું ફાળ ખાતો કે ગેંગેં ફેંફેં થતો. એવી રણહાક દેજે કે ધરતીના ખંડે ખંડ ધ્રૂજી જાય.

બાગમાં ફૂલ ફૂલે એમ તારી છાતિયું ફૂલે કે ભીડેલા બખ્તરની કડિયું તૂટી જાય. મા ભારતી તારી બહાદુરી જોવા તલસી રહી છે. દુશ્મનોનાં રક્ત પીવા ભવાની તલવાર આજ ભૂખી થઇ છે. આમ જો ! ઓલ્યા સૂતેલા શહીદોની આંખો પણ તણાણી છે.

તારી પાછળ તારું કોઈ સ્વજન કલ્પાંત કરતું નથી. ઉલટાનું તારી પરણેતર તારું ખમીર જોઈ ફૂલી સમાતી નથી.

બહેન તારાં ગરમ વસ્ત્રો ગૂંથે છે. ભાભી મોજાં ગૂંથે છે. તારી મા તો આટલી વૃદ્ધાવસ્થાએ પણ રેંટિયો ખેંચી તારી કામળી વણી રહી છે.



## ઘટોઘટ મેઘાણી

આજે સમંદરનાં પાણી, ઘટોઘટ એમ મેઘાણી.

કાજળ ઘેરા કાળજામાં તેં, તેજની જોઈ લકીર;
જુલમી નરમાં માનવતાનાં, હૈડે દીઠાં હીર,
અંતરના લોઢ ઉછાળ્યા, સમદરમાં વીરડા ગાળ્યા.

સત ધરમને દીવડે પૂર્યાં તેં, તન નીચોવીને તેલ;
ખંભે એંચી કાવડયું રાખી, જીવતી નાગરવેલ,
ખાતર થઇ કયારીએ ખૂત્યો, ફોરમ થઇ ફૂલકે ફૂટયો.

વીરહઘેલી વાદળી રે ઘડીક, છાજેલ ઘરનો ચૂવાક;
ઘાયલ શૂરની ઝોળી ઘડીક, પ્રીત બળેલી ખાખ;
કલમ તારી વેદના રોતી, જાણે મધરાત નીતરતી.

પ્રીતના કોમળ ભાવ દેખાડયા, જેવાં ગંગાનાં નીર;
કરડાં મોઢાં મલકાવ્યાં તેં, તાણીને માર્યાં તીર,
એને લેવરાવ્યા વિસામા, ઊભા જે કાળની સામા.

'દાદ' સતવાદી દીવડો બૂઝયો, આ ખંડમાં દઇને પ્રકાશ,
ફૂલ ગયું પણ ફૂલડાં કેરી, રહી ગઇ તેલમાં બાશ,
હીરાનો પારખુ હૂતો, સાવઝ સૌરાષ્ટ્રનો સૂતો.



સમદરનાં પાણીની જેમ મેઘાણી ગુજરાતના ઘરેઘરમાં મોજી રહ્યો છે.

કઠણમાં કઠણ માનવીઓના દિલમાં તેણે હેતની સરવાણીઓ શોધી કાઢી. એવા અંતરમાં મરજીવા થઈ ડૂબકીઓ મારી. ઘાતકીપણાના સોઢને હડસેલી માનવતાની-પ્રેમની પાતળી રેખાઓ નીરખી ઢંઢોળી.

સતધરમના દીવડે તેણે તનનાં તેલ પૂર્યાં. ધરતીની અમીરાતને દીપાવી. સંસ્કૃતિની વેલડીને કલમનાં પાણી પાઈને જીવતી રાખી.

એની કલમની શી વાત કરવી? ઘડીક વિરહવેલી વાદળી જેવી, ઘડીકમાં બળેલી પ્રીતની ખાખ જેવી, ઘડીક ઘાયલ શૂરાની ત્રણકતી ઝોળી જેવી, ઘડીક છાજેલા ઝૂંપડાના ચૂવાક જેવી જાણે કે વેદનાનું ઝરણું અને મધરાતનું નીતરાણું.

ગંગાના નીર જેવા પવિત્ર કોમળ ભાવ દેખાડ્યા. જિંદગીમાં જે કદી હસ્યા નથી એવાં કરડાંમુખને ય તેણે મલકાવી દીધાં. કાળની સામે ઝૂમતાઓને ઘડીક વિસામા લેવરાવ્યા.

એવો સતવાદી દીવડો ગુજરાત ખંડમાં પ્રકાશ દઈ ઓલવાઈ ગયો. ફૂલ ગયું પણ ફૂલની ફોરમ રહી ગઈ.

꙰

## હલકાં ઝાડવાં

એવાં હલકાં ઝાડવાં હેઠે રે, બાપલા કોઇ દી બેસીએ નહિ;
એતો કોક દી દગા દેવે રે, વાલાં થઇને વસીએ નહિ.

ઠૂંઠડિયાં ઠરડાઇ ગયાં. જેમાં ફૂલ કે ફોરસ ન હોય;
પાણી ન હોય પાંદણું, સાવ કોરાં ધાકોર હોય,
એ તો મૂળમાંથી મરડાશે રે, સંગતું એની કરીએ નહી–એવાં

મરવાની પણ આવે મજા, જેનાં તળિયાં ઊંડા હોય;
નવસો નદિયું સંઘરે, કાંઠો ન છોડે તોય,
હૈયે છીછરાં હોય તો રે, હોડકાં એમાં હાંકીએ નહિ–એવાં

મૂળાનાં પનીકા કર્યે, રૂપિયા નવ થઇ જાય;
સો સો ગાડાં સંઘરો, પણ કથીર ધન નવ થાય,
સોનાના જ થાય સંઘરા રે,. ઠીકરાં ઓયે ઠરીએ નહિ–એવાં

વાંકો પણ સાકો કહે, એના કરવા ન પડે કરાર;
દસ વીસ ખેંચી દિયે, એના ભરોસા નહિ તલભાર,
મરદુંના ઘા ખમીએ પણ, કાયરને કરગરીએ નહિ–એવાં

જળકમળની દોસતી જેવાં, સજ્જન ગોતજો સાથ;
જીવતડાં ખૂબ જાળવે, મૂવાં લિએ સંગાથ,
'દાદ' એવાની સાથે રે, કમોતે કોઈ દી મરાએ નહિ–એવાં



મૂળમાંથી ખવાઇ ગયાં હોય અને જેમાં ફૂલ પાણી કાંઈ ન હોય, એવાં હલકાં ઝાડ હેઠે ન બેસીએ. એ કોઈક દી દગા દિયે.

મારવાનીય મજા તો ઊંડા પાણી હોય તો આવે, જેમાં ઇજ્જત-આબરૂ જળવાઈ રહે. બાકી હૈયાના છીછરા માનવીઓ સાથે રહીએ નહિ. એમાં હોડકાં ઠબરાનાં હાલે. સમદર-પેટાને જ શોધીએ.

ઉપરથી ઉજળા હોય તેથી શું વળ્યું ? મૂળાનાં પતીકાં કાંઈ ચાંદીના રૂપિયા થોડા કહેવાય ? કાળ દૂકાળે કામ આવે સોનાના જ સંઘરા હોય. ઠીંકરાંનાં ઠામ ઓર્યે ઠરીએ નહિ.

વાંકો પણ માકો (મારો) છે ને ! એમ કહેનારના દસ્તાવેજ ન કરાય, અને દસવીસ વાળ મૂછના ખેંચી દિયે એના ભરોસા ન કરાય. મરદનો ઘા સારો પણ કાયરની લાચારી નહિ સારી.

મિત્રતા તો જળકમળ જેવી કરવી, જ્યાં સુધી જળ જીવતું હોય ત્યાં સુધી કમળને હૈયે રાખે, અને જળ સુકાય ત્યારે કમળને સાથે લેતું જાય. એને જગતના તડકા-છાયા જોવા ન રહેવા દિયે.



# બાવળિયો

ભાઈ તારો કોણુ ખજાનો લૂટી જાતો !
બાવળિયા કાં શૂળે વધતો જાતો !

રાજમહેલનાં કરવા રખોપાં
કોટ કિલ્લો રે ચણાતો
જંગલ કેરી ઝૂંપડીનો કદી
વાળ ન વાંકો થાતો–બાવળિયા

ફૂલ ગુલાબે ભલે ફૂટયો
કરવા જતન એનું કાંટો,
રૂપ રંગ કે છાંયડી ન મળે
ફોગટ શિદને ફૂલાતો–બાવળિયા

નમણાં રૂપને નજરૂં લાગે
ઘૂંઘટ તેથી ઢંકાતો,
હબસી કેરાં હેરાય નહિ એનો
કદી ઉતારો ન થાતો–બાવળિયા.

દાતણ કરવા દુનિયામાં તું
કાયમ જો ને કપાતો,
ચીરિયાં થાતો છૂંદાઇ જાતો
તોય તું શીદને કોળાતો–બાવળિયો

હરેક વાતે હું કાંટાળો
ભલે કોઇનો નથી થાતો,
'દાદ' હરાડાંને આડો દેવા
જાડી વાડ થઈ જાતો–બાવળિયો



અરે ભાઈ બાવળિયા ! તારો કોણ ખજાનો લૂંટી જાય છે તે તું શૂળ કાઢી રહ્યો છો ?

રાજમહેલ ફરતો ભલે કોટ ચણાતો. એના રખોપાં કરવા પડે પણ ઝૂંપડીઓ જંગલમાં નિર્ભય થઈ રહે છે, એનો વાળ વાંકો નથી થતો. ગુલાબનાં ફૂલના રક્ષણ કરવા કાંટા ઊગે તે સમજી શકાય તેવું છે, કારણ કે એમાં રંગ રૂપ સુગંધ છે. તારામાં તો એ માંહેતું કાંઈ નથી અમથો અમથો શીદ અકારો થાય છે ?

નમણાં રૂપને નજરું ન લાગે એટલે ઓઝલ પરદે રહે છે. પણ હબસીનાં બાળ કદી નજરાણાં સાંભળ્યાં નથી. રોજ રોજ દાતણ થઇ તું કપાઇ જાય છે. રોજ તારો શિરચ્છેદ થાય છે, તોય કયા સુખ માટે તું કોળાઈ રહ્યો છો ?

બાવળ જવાબ આપે છે :

ભલે હું બીજા કાંઈ ઉપયોગમાં ન આવતો હોઉં પણ હરાયા માલને આડશ કરવા કાંટાળી વાડ તો થાઉં છું ને !

# વાતું વૈયાના ઘેરા

કાળજ કેરે કણસલે બેસીને ચાંચુ ભરે,
વાતડિયું વૈયાના ઘેરા વળે.........

હાઝયા ઉપર ડામ દિયે એમ, ખીજમાં બટકાં ભરે;
પતંગા સાથે પડયાં પનારાં, કોડિયાં કથની કરે– વાતડિયું.

મોઢે શરમના શેરડા ફૂટયા, તારલા હાંસી કરે;
રાત સવારે રડી પડી એ, કોને અરજું કરે– વાતડિયું.

ભોળાં હરણાં ભડકી ગયાં, જાતાં ફાળું ભરે;
જોવાવાળાં જોતાં રહ્યા કે, મરને કમોતે મરે– વાતડિયું.

આ કંઠેથી ઊપડી નીકળ્યાં, સહુને સાબદા કરે;
ઓલ્યે કાંઠે ઓળખે નહિ અને ચડી ગયાં સફરે– વાતડિયું.

સૂતાં ખોળામાં માથડાં મૂકી એને છરિયું ફેરવે ગળે;
ઠાકર કોને ઠપકો દેવો, વાડયું ચીભડાં ગળે– વાતડિયું.

ભૂપત હોય એ બને ભિખારી, વાંદરા આયુધ ધરે;
ગુણિયલ ફૂલડાં ડૂબવા લાગે પથરા સિંધુ તરે– વાતડિયું.

અંતર વલોવે ઉતાવળાં થઈ, ખોટા ઉધામા કરે;
નવનીત ન આવે 'દાદ'-નકામું છાશમાં માખણ તરે– વાતડિયું.



વૈયા પક્ષીના ટોળાં જેવી અનેકવિધ વાતું કાળજાના કણસલાને ચૂગતી જ રહે છે.

પતંગિયાને દીપક સાથે પ્રીત, પણ કોડિયાનો શું ગુનો કે એને ડંખ ખમવા પડે ! રાતની પ્રીતને તારલીઆએ હસી કાઢી, રાત શરમાઇને રડી પડી. સવારે એનાં આંસુ ઝાકળ બની ગયાં.

ભોળાં હરણાં તરસ્યે ઝાંઝવાના જળ પાછળ દોડયાં. જોનારા જોતા રહ્યા. હરણાં ઝાંઝવા પાછળ દોડી મર્યાં. કોઇએ ન કહ્યું કે એ ઝાંઝવા છે. હરણના ભોળપણ પર હસીને હાલી નીકળ્યા.

જેને આસરે જીવતાં હતાં એણે જ દગો દીધો. વાડયું ચીભડા ગળે ત્યાં ઠપકો કોને દેવો ?

રાજ કરવા જેવા શક્તિશાળીઓ ભિખારીની હાલતે બેઠા હોય અને હીણાઓના હાથમાં સત્તા આવે. પથરા તો ત્યારે જ તરે જયારે ફૂલ ડૂબતાં હોય.

ઉતાવળા થઇ જોયા જાણ્યા વિના અંતરને વલોવ્યા કરે. કોઇ સત્ય હાથ ન લાગે. ઉલટાનું છાશમાં માખણ જાય અને રાંડ ફૂવડ કહેવાય એવી સ્થિતિને પામ્યા.

# નીલકંઠાં

સમયનાં  ઝેર  જીરવનારાં,
  એવાં  નીલકંઠાંને  ન્યાળ્યાં;
રૂંવે-રૂંવે ફૂટી  નીકળ્યાં છે,
  પ્રીતુનાં  પરનાળાં-સમયના.

અરધી રાતે ઊઠીને માગે એના
  પે ટ ડાં    ભરવાવાળાં;
ખટકું દઈને લૂટવા બેઠા,
  એના રહી ઓશિયાળા-સમયના.

લાશ પિયુની હેઠી લીધી,
  લજવાણાં લાજાળાં;
દીવો કરવા દીવેલ ભીખે,
  ઊજડયા સુહાગવાળાં-સમયનાં.

ઊંચી ભીંતું થઈને ઊભાં,
  રાખીને રખવાળાં;
ગાર્ય વિનાનાં ઉઘાડાં થઈગ્યાં,
  બીજાંને  ઢાંકવાવાળા- સમયનાં.

પરણ્યા નહિ પરણાવવા કાળી
  મજૂરી કરવા વાળાં;
જુવાન બહેનના વીરા જમતા
  એઠાં જૂઠાં પતરાળાં-સમયનાં.

કેડા કાંટાળા કાપી ગયાં જે
'દાદ' હતાં પગપાળાં;
મલાજાવાળાની મોર્ય જઇ બેઠાં,
ઉઘાડા વાંસાવાળાં-સમયનાં.



સમયની સાથે બથોડાં લઇ દુઃખનાં ઝેર પચાવી જીવે છે તે જ સાચા નીલકંઠાં શંકર છે.

બટકું રોટલો દઇ અને જેના શરીર સામી કૂડી નજરૂં માંડીને બેઠા છે, તેની જ મજૂરીએ જતાં ઘણું વસમું લાગે છે, પણ કરે શું ? અરધી રાતે ભૂખ્યાં થનારા છોકરાંવના પેટની ભૂખ બાઇના સ્વમાનીપણાને ભરખી જાય છે.

એવાતણુ નંદવાઇ જાય, કમાનારો ચાલ્યો ગયો. એની છેલ્લી ઘડીએ જેના ઘરમાં ભોંય દીવો કરવા ટીપું તેલ નથી, એવાઓની પાસે જઈને કોણે હરમત દીધી :

ઘરનાં પાંચ સાત માણસોને નભાવવા જે જમાના સામે ઝઝૂમી રહ્યાં છે, કૌકનાં એઠાં જૂઠાં ખાઈ કાળી મજૂરી કરી પોતે જુવાન હોય છતાં પરણે નહિ, એની જુવાન બહેનને પરણાવવા રાત દિવસ મથે છે, એવા ઉઘાડા વાંસાવાળા તો સંસારમાં કાંટાળા કેડા કાપી ગયા, અને ઝાઝા મલાજે રહેનારાંની આગળ જઇને બેસી ગયાં.



# પરાયા સંસ્કાર

બહુ ભણેલા દીકરાની એક વખતની આધુનિક મા એકાએક બીમાર પડે છે. ભર્યું ભાદર્યું ઘર છે. નોકર ચાકર છે. પણ દીકરો મોટા શહેરમાં નોખો રહી નોકરી કરે છે મા એકલી છે. એના જીવનની છેલ્લી ઘડિયું ગણાય છે. આડોશી પાડોશી ભેગાં થઇ જાય છે. દવા દારૂ, સારા ડૉકટરની સારવાર છતાં બચવાની કોઈ આશા ન જણાતાં પડોશી તેના દીકરા પર તાર કરે છે. દીકરો તારનો જવાબ તારથી વાળે છે અને લખે છે: 'મારાથી આવી શકાશે નહીં. માજીની આંખ મિંચાઇ જાય તો મ્યુનિસિપાલિટીમાં તુરત ખબર આપી દેશો.'

મા દીકરાના આ જવાબથી રડવા લાગે છે. તેની પાસે બેઠેલી, કેટલાંય વરસથી તેના કુટુંબના સભ્ય જેવી થઈ ગયેલી એક પાડોશણ તેને હસતાં હસતાં કહે છે:

દુહો

સાડલો કર્યો ન સુગાળવો, ન ધોયાં બાળોતિયાં;
હવે છેલ્લી ઘડીએ છોકરાં, શીદને સાંભર્યાં?

(છંદ ત્રોટક, સવૈયાની ચાલ)

એને સોડયે કદી સુવરાવ્યો નહિ
ભીના બાળોતિયે બદલાવ્યો નહિ
ધાવીને તેં કદી ધવરાવ્યો નહિ

શાશિયું તેં ચુસાડીને મોટો કર્યો, તું જોબન જાળવવામાં પડી;
હવે હાય રે હાય શું કામ માડી, તારી અંત સમે ભીની આંખલડી?

ભર્યા બેડલે છેડલો તાણ્યો નથી
તારા ખોળલે ખૂંદી ને માણ્યો નથી
એણે પ્રેમ જનેતાનો માણ્યો નથી

એના કંકુ સમાં પગલાંની નથી તારા પાલવડે કદી ધૂળ પડી;
હવે હાય રે હાય શું કામ માડી તારી અંત સમે ભીની આંખલડી?

લઈ ખોળલે ઘંટયું તાણી નથી
મીઠી ઊંઘ હાલરડાંની માણી નથી
તારા હૈયાની હૂંફેય જાણી નથી

એને ધ્રુસકે ધાવણુ ના ટપકયાં તારી છાતિયુ વજ્જરની જ ઘડી,
હવે હાય રે હાય શું કામ માડી તારી અંત સમે ભીની આંખલડી?

એણે પાળ્યું ય લોટની પાડી નથી
માગી ચાનકી તોય ચખાડી નથી
ઘડી પાલવડાની બગાડી નથી

તારા લૂંપેલ ગૂંપેલ આંગળિયે એની કુમળી પગલિયું ન પડી,
હવે હાય રે હાય શું કામ માડી તારી અંત સમે ભીની આંખલડી?

સૂતો મેલી સહુલાણીએ સંચરિયાં
અને બાગ બગીચા મહીં ફરિયાં
તું ને હેતનાં ધાવણુ ના ચડિયાં

ફરતા હતાં નાટક ફીલમમાં ભૂખ્યા બાળકે આંગળિયું કરડી,
હવે હાય રે હાય શું કામ માડી તારી અંત સમે ભીની આંખલડી!

નથી લોહી એમાં જનનીનું જરી
એના દેહમાં હાય દવાયું ભરી
સમજાવું તુંને બધું કેમ કરી ?

ઉછર્યો ઓલી આયાની આંગળીએ સંસ્કારે પરાયાની છાપ પડી,
હવે હાય રે હાય શું કામ માડી તારી અંત સમે ભીની આંખલડી?

# હીરણુ હલકાળી

(છંદ ત્રિભંગી)

ડુંગરથી દડતી, ઘાટ ઊતરતી, પડતી પડતી આખડતી
આવે ઊછળતી, જરા ન ડરતી, હરતી ફરતી મદઝરતી
કિલકારા કરતી, ડગલાં ભરતી, જાય ગરજતી જોરાળી
હીરણુ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી નખરાળી
જીય નદી રૂપાળી નખરાળી–૧

આંકુડિયાવાળી, વેલ્ય ઘટાળી, વેલડિયાળી વૃખવાળી
અવળા આંટાળી, જામી જાળી, ભેખડિયાળી ભેવાળી
તેને દઇ તાળી, જાતાં ભાળી, લાખણિયાળી લટકાળી
હીરણુ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી નખરાળી–૨

જોગંદ જટાળા, ભૂરી લટાળા, ચાલ છટાળા, ચરચાળા
ડણુકે ડાઢાળા, સિંહણુબાળા, દસ હથાળા, દઈ તાળા
મોટા માથાળા, ગજવે ગાળા, હીરણેવાળી હુંકારી
હીરણુ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી નખરાળી–૩

ગાગડિયાવાળી, મા મમતાળી, ખોડલ માડી ખપરાળી
બેઠી ત્યાં ભાળી, કાયમ દાળી, જતન કરાળી, જોરાળી
થાનક લઇ થાળી, નિવેદવાળી, માનવ આવે સરધાળી
હીરણુ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી, નખરાળી–૪

ઊંડાં ડળવળતાં, ઝુંડ ઝંખુળતાં, મઘરા ફરતા મોં ફાડી
જળકૂકડા ચરતાં, બતક વિહરતાં દાદૂર ડહતા દિનદાડી
માછલિયું ટોળાં, કરે કિલોળા, બગલાં બો'ળાં બહુ ભારી
હીરણુ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી નખરાળી–૫

આંબા આંબલિયું, ઉમ ઉંબરિયું, ખેર ખીજડિયું બોરડિયું
કેસૂડાં ફળિયું, વા ખાખરિયું, હેમની કળિયું, આવળિયું
પ્રથ્વી ઉતરિયું, સ્વર્ગીય પરિયું, વેલ્યું વળિયું જળ ઢાળી
હીરણ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી, નખરાળી-૬

રાણ્યું ફોળંબા, લઈ અવળંબા, જુવે જળંબા, જળણંબા
ફરી કેશ ફલંબા, બિખરી લંબા, જૈ જગદંબા, બન અંબા
'દાદ'લ દિલ રંગી, છંદ ત્રિભંગી બની ઉમંગી બિરદાળી
હીરણ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી નખરાળી-૭

વર્ષામાં ઘેલી, જોમ ભરેલી, નદી નવેલી નવઢાસી
સહુ નદિયું પહેલી, જાતી વહેલી, સાગરઘેલી ચપલાસી
ઠેબે દઇ ઠેલી, હા હડસેલી, મારગ મેલી ખરતાળી
હીરણ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી નખરાળી-૮

ફળફૂલ ખીલંતા, કોપ ડીલંતા, પૂંછ ફીરંતા પચરંગી
થૈ થૈ થનગનતાં, મયૂરા કરતાં, નિત નટખટતાં નવરંગી
ઢેલડિયું ઢુંગા, ચણતી રૂંગા, એવા મૂંગા દશ્યવાળી
હીરણ હલકાળી, જોબનવાળી, નદી, રૂપાળી, નખરાળી-૯

ખળખળતાં ઝરણાં, લીલાં તરણાં, ચરતાં હરણાં, ઠેક ભરે
કંઇ શ્વેત સુવર્ણાં, નીલં વરણાં, કંકુ ચરચ્યાં ફૂલ ફરે
મધુકર ગુંજારં, ભાત અઢારં, બની બહારં બૃહદવાળી
હીરણ હલકાળી, જોબનવાળી, નદી રૂપાળી, નખરાળી-૧૦

## ઓરતા

અમે આડા રૈને આંખડિયાને ઉછેર્યાં રે
એના અમને ઓરતા....જી

કર રે વધારી માથે છાંયડા રે કીધા,
ખરા રે બપોરે તડકા ખાધા રે–એના.

વાયરાની ઝોટું અમે વાગવા ન દીધી,
ઢાંકી રે ઢબૂરી ગોદમાં રાખ્યાં રે–એના.

એક પગે ઊભા રૈને પેરા અમે ભરિયા,
મેઘલી રાત્યુંના રખોપાં કીધાં રે–એના.

લાડ રે લડાવ્યાં એની હવે સંકડાશું લાગી,
સવારથ મટયો ને હાય તરછોડ્યાં–એના.

'દાદ' પસ્તાવો કરતાં થોર કેરાં ડીંડલાં,
આંબલિયે અમને ન ઉગાર્યાં રે–એના.



થોરનાં ઝાડવાં એમ કહે છે કે આંબાને ઉછેરવા ડાળો પ્રસરાવી અમે તડકા ખાઇ તેને છાંયડા કર્યા. વાયરાની ઝપટું અમે વેઠી અને તેને મા જેમ બાળકને રાખે તેમ ઢાંકી ઢબૂરીને રાખ્યા. સિપાહીની જેમ અમે રાત દિવસ પહેરા ભર્યા.

આંબાને એવા એવા લાડ લડાવી અમે મોટા કર્યા, ત્યારે આંબાને અમારી થોરિયાની સકાશ થવા લાગી. એ મોટા થયા ને અમને કાપી નાખ્યા.



## જીવના ઝંઝાપાત

ઊંડા રે કૂવા જળ છીછરાં વાલીડા
ઘોર રે અંધારાં ગ્યાં ઘેરાઇ જી
જીવડો જીવે નહિ એમાં આયખું આવે નહિ
રાખ્યાં અધવચે રઘુરાય જી
સમદરની બાંધી તેં તો સંસારની બાંધી નહિને
વાહ રે બાંધનારા તારો વિવેકજી
આવડો અંતરો તારે રાખવો નો'તો વાલા
અમ રે ઘણાં ને સીતા એકજી
ડાળીએથી છૂટયાં વાલા ફરફડીને પાંદડાં
કરવાં કયાં જઇને મુકામજી
અંધારે કરીને તેં ઘરમાંથી કાઢયા
કીધાં રે વાહોલિયા કૂડાં કામજી
મનસા કરોળિયે બાંધ્યા તૃષ્ણાના તાંતણાને
ફરતી ગૂંથી માંહી વેલ્યજી
પોતે રે પુરાયો જીવડો બીજાને નીરખે એવી
જુગરે બંધન કેરી જેલજી



સંસારરૂપી ઊંડા કૂવામાં પાણી થોડું ને પથરા ઝાઝા છે. એમાં હે ઇશ્વર તેં અમને ધકેલી દીધા. હવે મર્યું મરાય નહિ અને જીવ્યું જીવાય નહિ.

એક જ સીતાજીને માટે તેં સમુદ્ર ઉપર પાજ બાંધી પણ કોટી કોટી જીવાત્માને સંસાર સાગરમાં ડબકાં ખાતા રાખ્યા. એના માટે કેમ પાજ બાંધી નહિ? શું સીતા જેવી આટલામાંથી કોઈની ભક્તિ ન હતી? આવડો અંતરો તું રામ ઊઠીને કાં રાખ બાપ!

ડાળીએથી છૂટી ગયેલાં પાંદડાંના હવે અધર ઉચાળા છે. ક્યાંય ફરી ઠામ થવાપણું નથી. કારણ કે તેં ધાંધાં કરીને ઘરમાંથી-તારી પાસેથી તરછોડી મૂક્યાં.

મનસા કરોળીએ હવે આ જગતમાં માયાના તાંતણા બાંધી જીવને પૂરી રાખ્યો છે અને જીવડો પોતે પુરાઈ બીજાને પુરાયેલા જોઈને આનંદ માની જીવી રહ્યો છે.



# દિલડાની વાત

લખમણ ઘડીક તો ઊભા રિયો મારા વીર
ઘોડલાની વાઘું ઝાલો રે

કે'વી મારે રાઘવ દલડાની વાત
થોભાવો રથડો હાંકો રે

લખમણ દીધાંરે મનખ્યાએ અમને દુઃખ
વનમાં દાડા વિતાવ્યા રે

માંડ અમે જોયાં અજોધાનાં મુખ
પાછાં વિખૂટાં પડાવ્યાં રે

લખમણ મારાં રે રખોપાં કરશે રામ
રામનાં કોણ કરશે રે

એની સીતા વિનાના દિવસ ને રાત
વીંઝણુલા કોણ કરશે રે

લખમણ ઘાયલ રદાના મારા રામ
રામની રાયેં તમે રે'જો રે

એના વિજોગી દલડાને મારા વીર
જાનકીનાં દુખડાં ન કે'જો રે

લખમણ ભવોભવ અમારો ઈ ભરથાર
રામૈયા ધારી અમે રે'શું રે

હલડે દાદલ ઘણુના ઘા
ફૂલડાં જાણીને સહેશું રે



ગંગાના કિનારા ઉપર સીતાજીને છોડીને લક્ષ્મણ પાછા વળે છે. સીતાજી એને ઊભા રાખી દિલની વાત કહે છે.

હે લક્ષ્મણ! આ જગતે અમને દુઃખ દેવામાં બાકી ન રાખ્યું. ચૌદ ચૌદ વરસના વનવાસ વેઠી અયોધ્યામાં પાછા આવ્યા. શ્વાસ લેવા બેઠા ત્યાં ધોબી–ધૂતારાના બોલે મારા પર કલંક ચઢાવી ફરી વનમાં ધકેલી દીધી. પણ મારા માથે તો રામ જેવો ધણી છે, વનમાં એ મારાં રખોપાં કરશે, પણ એ રામનાં રખોપાં કોણ કરશે?

હે લક્ષ્મણ! મનથી ભાંગી ગયેલા મારા રામની તમે સાથે રહેજો. એનાં કહ્યાં કરજો. એના દિલને દુઃખ ન થાય માટે મારા દુઃખની વાત કરતા નહિ.

ભલેને આથી યે વધુ દુઃખ આવી પડે પણ હું તો ભવોભવ રામ ધણી જ માગું છું.



## ભીલડીને ઘેર રામ પધારો

તીલડીને ઘેર ભગવાન પધારો
હું અભિયાગત નારી રે
રામ તમારાં મુખડાં નીરખી
વારણું લઉં વારી વારી રે-ભીલડી.

વાટમાં તારી હું ફૂલડાં વેરૂં
શેરિયું કરૂં હું સારી રે
ઝાડવે ઝાડવે ચડી જીવન હું
વાટું નીરખું તારી રે-ભીલડી.

જપ ને જોગ હું કાંઇ ન જાણું
એક નામના તરી રે
રાઘવ રદામાં રાત દી રટતી
રામ નામ પૂકારી રે-ભીલડી.

દિશાયું જોઇને નેણલાં દુખ્યાં
કાયા થઇ નઠારી રે
જોબન ગયું બુઢાપો આવ્યો
તો ય તૃષ્ણા તારી રે-ભીલડી.

લીપ્યું ને ગૂપ્યું આંગણું વા'લા
ઝૂંપલડી શણગારી રે
પરભુ આવી પગલાં પાડો
'દ.દ' શબરીને સંભારી રે-ભીલડી.



હે રામ ! આ અભિયાગન શબરી ભીલડી સામું તો હવે જુઓ !

જપ કે યોગ હું કાંઇ નથી જાણુતી, બસ રામ કહ્યે પાર છે.

મારું આંગણું પવિત્ર કરી રાખ્યું છે. કેટ કેટલાંય વર્ષોથી હું તારી વાટ જોઇને બેઠી છું. હવે તો બુઢાપો આવ્યો, છતાં તારું મુખ જોવાની તૃષ્ણા ઓછી થતી નથી. દિશાઓ જોઇ જોઇને આંખ દુઃખે છે. કાયા જર્જરિત થઇ ગઇ છે. વહાલા, હવે તો આવો !

આમ જુઓ, મેં મારી મઢૂલીને કેવી લીંપી ગૂંપીને રાખી છે ! ઝૂંપડીને ફૂલોથી શણગારી છે. હવે એ ઝૂંપડીમાં પગલાં પાડી જાઓ પ્રભુ!



## વાટુંના વટાવડા

ધીરા ધીરા હાલો રે વાટુંના વટાવડા
જનમો જનમ કેરા લાંબા રે કેડાની લાગી લાર
ધીરા ધીરા.

અંતરિયાળથી ઊઠયો રે હરણાં કેરી ફાળમાં
લાગી રે લાગી તને ઝાંઝવાનાં જળ કેરી પ્યાસ
કઈ દશ્યે જાશો રે વાને રે વટોળિયે
જયાં જાશો ત્યાં આ ધરતી ને આ આકાશ
ધીરા ધીરા.

પકડીને છેડા રે ધરણી કેરી જાળના
દશે દિશાએ ઊભા છે પારાધિ દિગપાળ
ભાગીને કયાં જાશે રે રઘવાયો જીવડો
ઝડપી લેશે તુંને મોઢું ફાડીને બેઠો કાળ
ધીરા ધીરા.

પગલું એક માંડો રે ત્યાં બીજું જાય ઊપડી
ટકશે કયાંથી સડેલી ખપાટું કેરા ત્રાટ
હલેસાં મારીને રે બાપલા તું હાંકી રહ્યો
ઘેરાયું તોફાને તારૂં નાવ નહિ પહોંચે ઘાટ
ધીરા ધીરા.

ધૂળ કેરા ઢગલે રે પગલાં તારાં નહિ રહે
હાલી આવે તારા વાંસા લગી વણઝાર
ડુંગર ફરતા આંટા રે કેટલા ફરીશ 'દાદ' તું
પ્રભુ ભજયા વિણ નહિ આવે એનો પાર
ધીરા ધીરા.



કોટી કોટી જન્મોના આ લાંબા મારગ એમ ઘડીકમાં નહિ ખૂટે. માટે હે માનવી મુસાફિર ! તું ધીમો ધીમો ચાલ. અંતરિયાળથા ઊડીને તેં દોટ દીધી છે. તારી પ્યાસ ઝાંઝવાનાં જળની છે તે શેં છીપશે ? વાને વંટોળિયે ઘૂમરીએ પડયો છો, પણ જ્યાં જઈશ ત્યાં આજ ધરતી અને આ જ આકાશ છે.

ધરતીના છેડા પકડીને દશેય દિશાએ પારાધિ દિગપાળો ઊભા છે. એમાં તારું રઘવાયું તન ભાગીને કેટલેક જશે? કાળ મોઢું ફાડીને બેઠો છે. તારી કાયા ને માયાનું કોઇ સ્થિરતાપણું નથી. સડેલી ખપાટુંનો કાયા ગ્રાટો પાર થવો મુશ્કેલ છે. હલેસાં મારી મારીને તું હાંકી રહ્યો છો.

તને કીર્તિનો મોહ હોય તો પણ ખોટો છે. તારી પાછળ આંખા માનવીની વણઝાર પડી આવે છે. પગલાં ઉપર પગલાં પડનાં આવે છે. એમાં તારાં પગલાં દટાઇ જશે. આ સીધી લીટીનો માર્ગ નથી કે તું પાર કરી જા. માટે હે માનવી ! તું પ્રભુને ભજી લે. તેના વિના કોઈ ઉદ્ધાર નથી.



# જીવડો ગાડું હાંકયે જાય

આ તનની ઊંધે બેસીને, જીવડો ગાડું હાંકયે જાય;
*ધોડતી નથી વસુંધરા, જીવન ધોડયું જાય.
આ તનની.

ફેરફુદરડી ફરતી લાગે, વગડાની વનરાઇ
જીવ એવી જંજાળ ન જાણે, કેવી છે કઠણાઈ.
આ તનની.

ઊગ્યો એ આથમતો લાગે, મનડાની મૂરખાઇ;
આંખ્યુ આડો ડુંગર દઈને, સૂરજ હસતો જાય.
આ તનની.

બાળકમાંથી બુઢાપે આવ્યો, ખોટી ગણતરી થાય;
સાગરથી વાદળિયું જનમી, સાગરમાં જ સમાય.
આ તનની.

આઘું હોય એ ઓરૂં કરવા, જગ સહુ દોડયું જાય;
કાળની કેવી કરામત છે, સાકર્યો વિના સહુ જાય.
આ તનની.

તું જાણે મેં ટૂંકા કરિયા, ભવના કેડા ભાઇ;
એ કેડા તો કાયમ રહશે, ખોળિયું ખોવાઇ જાય.
આ તનની.

*દોડતી



આ તનના ગાડાની ઊંધે બેસીને જીવડો હાંકયે જાય છે. સ્ટેશન આવ્યું એમ કહીએ છીએ પણ આપણે ત્યાં આવ્યા એમ નથી કહેતા, કેવું વિચિત્ર? એમ જ કાળ આવ્યો એમ નહિ પણ આપણે તે તરફ ધસી રહ્યા છીએ.

ગાડામાં બેઠા છીએ. મારગમાં ઝાડવાં આવે છે ને જાય છે, એમ માયા આવે ને ચાલી જાય તેવું કેમ નથી સમજાતું?

સૂરજ ઊગે છે ને આથમી જાય છે તે ખોટી વાત છે. તે તો આંખો આડો ડુંગર દઈને માનવીની મુર્ખતા ઉપર હસતો જાય છે. માણસ જન્મ અને મૃત્યુ વચ્ચેનાં વરસો ગણે છે પણ સાગરથી વાદળાં જનમીને સાગરમાં જ સમાઈ જાય છે તેની શું ગણતરી કરવી?

કૈંક ઝડપી લેવાની આશામાં માનવ દોડયે જાય છે. વરસો ઓછાં થતાં જાય છે ને કાળ મોઢું ફાડીને બેઠો છે ત્યાં પહોંચી જવાય છે તેની ખબર રહેતી નથી. કાળની કેવી કરામત છે કે બોલાવ્યા વગર સહુ આવી જાય છે!

આ સંસારમાં જન્મ મરણના કેડા કાપી શકાતા નથી. ચકો-ચૈડાં ઘસાઇ જાય પણ કેડા ઘસાતા નથી. એ તો કાયમ રહે છે.



# જીવડા હાલ્યો જા હેમાળે

એજી તારાં કોઇ નહિ દુખ ટાળે
જીવડા! હાલ્યો જાને હેમાળે - ટેક

મીઠાં જળની દુનિયા તરસી
ખારાં જળ શીદ સારે
ખારાં જળનો ખપ નથી એને
ભરિયો સમદર ભારે - જીવડા.

ચન્દ્ર બની તું ભલેને જીવડા
આખા જગને ઉજાળે
રૂપના લોભી તારા હૃદયના
ભીતર ઘા નહિ ભાળે - જીવડા.

ફોરમવાળું ફૂલડું થાવા
શીદ ચડ્યું મન ચાળે
એક દી' આ અધઘેલી દુનિયા
ઉના જળથી ઉકાળે - જીવડા.

કોયલ, તારા મધુરા કંઠની
કાગ મજા શું માણે
દયાને દાવે બચળાં તારાં
બેસવા નહિ દે માળે - જીવડા.

'દાદ' દિલના ટૂકડા કરી તું
આયખું ભરને ઉચાળે
તપતાં અંતર ટાઢાં કરવા
પંડય ને પંથ પગપાળે - જીવડા.



જ્યાં હૈયાંને ઠારક થાય તેવા હરિના ભજનરૂપી હેમાળે હે જીવ! તું હાલ્યો જા.

શીદને રડે છે, ધોખો કરે છે? આ દુનિયા તો મીઠાં જળની તરસી છે. તારાં ખારાં આંસુ એને નથી ખપતાં. ખારા જળનો તો આખો સમદર ભર્યો છે.

તું ચન્દ્રની જેમ પ્રકાશી દુનિયાને ઉજાળે છે, પણ તારા ભીતરના ઘાવને કોઇએ જોયા નહિ. જગતનાં માનવીઓ તો રૂપના ઘેલા છે.

હે ફૂલ! તારામાં ફોરમ હતી તો તને ઉના જળથી ઉકાળી સ્થકસ લઇને ફેંકી દીધું.

તારા કોયલ જેવા સૂરની કાગડા શું મોજ માણી શકે? છેતરાય તો જુદી વાત છે. પણ દયાથી તારાં બચ્ચાંને એના માળામાં નહિ બેસવા દે. માટે આ જીવનને બાંધી રાખમાં. આયખાને ઉચાળે ભરી તારાં તપતાં અંતરને ટાઢાં કરવા સતધરમને માર્ગે વહેતો થઈ જા. તેમાં જ તારું કલ્યાણ છે.



## ટપાલનો થેલો

જીવડા તું થાજે ટપાલનો થેલો
ભલે તને કહે કોઇ મેલો કે ઘેલો — જીવ.
વિવાહ કેરી ભલે હોય વધામણું અને
હોય મરતુકનો મેલો
જીવન મરણને સરખાં જાણે ને
માથા પાણીનો રેલો — જીવ.
રહિયે માયાનો રંગ ન લાગે ભલે
હોય રૂપૈયે મઢેલો
હરખ શોકની આવે ન હેડકી
બ્રહ્મ રે જ્ઞાનનો ભરેલો — જીવ.
સુખદુ:ખના એને છેટા કિનારા
ઊભય સાગરે ઊભેલો
જળમાં જીવે પણ જળથી જુદો
ફૂલ કમળ જ્યું ફૂલેલો — જીવ.
સુંવાળાં સપનાને ગોદમાં સંઘરે
ઘરમાં થાય નહિ ઘેલો
ફોતરાં જેમ એને ફેંકી દીએ એવો
થેલો છે 'દાદ' કે ઠરેલો — જીવ.



જીવન તો ટપાલના થેલા જેવું જોઈએ. કારણ કે એને માયાનો રંગ લાગતો નથી.

કાળોતરી કે કંકોતરી ભરી હોય તો પણ તેને હરખ કે શોક થતો નથી. જીવન અને મરણ સરખાં જ જાણે છે. બ્રહ્મજ્ઞાની જેવો થેલો ભલે રૂપિયાથી ભર્યો હોય પણ એ માયા એને સ્પર્શતી નથી. પાણીના રેલાની જેમ આવે અને વહી જાય. સુખદુઃખને નહિ માનનારો, જળકમળવત જીવનારો, સુંવાળી વાતો પ્રેમપત્રો હોય તો પણ છકી જતો નથી, ઘેલો થતો નથી, અને ફોતરાંની જેમ ગણીને ફેંકી દે છે. આવા ઠરેલા થેલા જેવું જીવન હોય તો કેવું સારું ?



## કેમ કરી સમજાય!

જગતની રીત જુદી છે રે, એમાં કેમ કરી સમજાય!
સમજુને બધું સવળું લાગે, ગભરૂડાં મૂંઝવાય—
—જગતની.

આજ ઝપાટે ચડી જાય બાપડાં, છોગાળાં છટકી જાય;
કાગડાના કદી કારસે આવે નહિ, ચકલાં ચૂંથાઇ જાય—
જગતની.

તરસ્યાં હોય એને તડકામાં, ઝાંઝવાં નદિયું જણાય;
સિંહ શિયાળિયાં છેતરાય નહિ, એક હરણાં છેતરાઇ જાય—
જગતની.

શ્વાનના ઘેર પણ સરજનહાર તારે, આવડો કાં અન્યાય;
પાપી નરની પડખે ચડે નહિ, રાંકને કરડી ખાય—
જગતની.

રાંકાં કોઇનું બગાડે નહિ ને મુત્સદ્દી મારી ખાય;
ફરાડાં કોઇનાં હાથ આવે નહિ, પાળેલ પરોણા ખાય—
જગતની.

'દાદ' ઠાલાંને તરતાં દીઠયાં, ભરેલાં ડૂબી જાય;
નીતિના ખોટા ઘામાં ન આવે, સોના અલવાઈ જાય—
જગતની.



આ જગતની વિચિત્રતાને બુદ્ધિજીવીઓ સમજી શકતા હશે પણ બિચારા ગભરૂ જીવ આંટી ઘૂંટીમાં ગૂંચવાઈ જાય છે.

બાજના ઝપાટે ચકલાં ચડે પણ કાગડાનાં બચ્ચાં ઝપટમાં આવતાં નથી. વનમાં તો ઘણાં પ્રાણીઓ રહે છે, પણ ઝાંઝવાનાં જળ પાછળ હરણાં જ છેતરાય છે.

કૂડકપટથી ભરેલાને કૂતરાં નહિ કરડે અને ચીંથરેહાલ નિર્દોષ ભિખારીની પીંડિયું તોડી લે છે. જે કોઈનું ન બગાડે એવાં રાંકાને કોઈ હાથ પડતું નથી અને મુત્સદ્દીઓ મારી ખાય છે, પાછાં એનાં સન્માન થાય.

જેમાં કાંઇ નથી એવાં ફોરાં આ જગતમાં તરતાં હોય છે અને ગુણના ભરેલાઓ ડૂબી જાય છે. નીતિના ખોટા હોય એ આંટીએ આવતા નથી અને સુલક્ષણા આંટીએ ચઢી જાય છે.



## દુહા

માયા ને મમતા તણા, જેને રૂદે લાગ્યા ન રોગ;
ઇ સંત સમરવા જોગ, દિવસ ઊગતાં દાદલા.

નીંભાડેથી નીકળે, રણકે રીઢાં હોય;
કાંસા જાણીને કોઇ, ઠાણું વોરે ન દાદલા.

જગ ઊથડકી જાય, (જેનાં) ઠરેલ મન થડકે નહિ:
(એવા) અણડગ અવનિમાંય, દીઠયા થોડા દાદલા.

ગાળિયેથી છૂટી ગયું, વાંભ્યું ઢાર વળે;
એક માનવ નવ મળે, દરયું ઓઝાડેલ દાદલા.

જશભાગીની જગતમાં, વહુ મારું વેઠાય;
ખરિયું નવ ખમાય, દોરૂં પાકડાંની દાદલા.

નીર ખીર નોખાં રિયે, મથ્યે ન માખણુ થાય;
(તોઇ) ફેદરડા કે'વાય, દહીં ન કહેવાય દાદભા.

તેતરડાં જેમ તરફડે, (જેનું) ચપટી વાગતાં ચિત્ત:
એને રણશૂરાની રીત, શીખવવી કેમ શામળા!

પાદરથી પાછાં વળે, સીમાડે જ સંતાય;
એવાં જણ્યે કદી ન જાય, દુખની વેળા દાદભા.

ચકડોળે ઉપર ચડયાં, વાયેં વીફરિયાં;
કોઈએ નવ કરિયાં, દિલનાં સંગી દાદભા.

રામે સોંપેલ રાજ, ભરતને ભોગવવા;
પણ ચાખડિયુંથી સ્વાદ, દેખ્યો ન ઝાઝો દાદભા.



## અજબ રંગારો

રંગારા તારા રંગમાં ચૂંદડી રંગાણી.

રદિયા રંગતો એક રંગારો જેની
જુગતી કોઇએ ન જાણી

જીવન આખું ઝબોળી દઇ એતો
પાતો પ્રેમનાં પાણી – રંગારા.

ભીતર ઉપર ભાત્યું પાડે એવો
પુરુષ એક પુરાણી

મળિયો અમને મન મંદિરિયે
આપીને અજબ એંધાણી – રંગારા.

રંગ પતંગિયા રહેવા ન દીધા
ઊખેડી ભાત્યું અજાણી

ધોણે ધોણે ઉઘડી નીકળી
દીપી ઊઠી માંહી દાણી – રંગારા.

અજબ રંગારો એક અમને મળિયો
જેની અંતરે રહી ગઇ એંધાણી

બદલા કેરા બોલ ન બોલ્યો
કાંઇ ન માગી કમાણી – રંગારા.



અમને એક અજબ અલખ રંગારો મળી ગયો, જેણે અમારૂં જીવન આખું એના પ્રેમનાં પાણીમાં બોળી દીધું. માયાના આવરણવાળા બધા પતંગિયા રંગ ધોઇ નાખ્યા, અને પછી અમારા ચિત્તની ચૂંદડીમાં એવી પ્રેમની બુટીઓ આળેખી દીધી કે ધોણે ધોણે ઝાંખી થવાને બદલે તે ઊઘડતી ગઈ, દીપતી ગઈ. હૃદયમાં રામ રટણનો રંગ લગાડી એ પુરાણ પુરૂષ કાંઇ પણ મહેનતાણું લીધા વિના ચાલ્યો ગયો.



## બાયું એને કોણ વારે ?

કીધાં કામણિયાં ઓલ્યે કાનજી કાળે
બાયું એને કોણ રે વારે ?

હૈયાનાં ખેતર ભેળ્યાં રે
છૂટાં માંહી ધણને મેલ્યાં
ઝંખવાણા મોલ જોબનના ભર ઊભા રે – બાયું.
રૂઝાયા ઘાવ ના રૂઝે રે
વનોવન ઝાડવાં ઝૂઝે
કરી ગ્યો ઘાવ કમાડી નેણલાં ધારે – બાયું.
ભર્યાં'તાં આયખા ભરનાં રે
ઘડે ગોરસ અંતરનાં
રમત્યું માં ફોડિયાં ઢોળ્યાં ધૂળની ધારે – બાયું.
સૂતેલા ભાવ જગાડ્યા રે
ભોળુડાંને રાસ રમાડ્યાં
હવે પૂનમની રાત્યું જમના આરે – બાયું.
ખંભામાં લઇ પછેડી
ખંતીલો હાલ્યો ખંખેરી
પડી રહી પ્રીતની ધૂળ્યું 'દાદ' પુકારે
વાલીડાને કોણ રે વારે – કીધાં.



હે કામણગારા કાળિયા કાન! તું અમારા પર કેવાં કેવાં કામણ કરી ગયો? ગોવાળીની અનાડી રમત ગોકુળની ગોપીઓ ઉપર તું રમી ગયો.

અમારાં હૈયાનાં ખેતરને તારી નજરૂંના હળે ભેળી નાખ્યાં. ભરાં ભરાં થતા જુવાનીના મોલ ઝંખવાણા પડી ગયા.

તું તારા નેણ્યાં-કુહાડીની ધારે ઝાડવાંને ટાંચા કરી અજાણ્યો થઈ નીકળી ગયો, પણ આજ એ ઝાડવાં દર્દ ચૂવે છે, એના ઘાવ રૂઝાતા નથી.

રસ ભરેલા જીવનના માટને તેં અધવચ્ચે જ ફોડી તોડી નાખ્યાં. જીવનના અણમોલ રસને તેં ધૂળ ભેગા કરી દીધા.

અમો નિર્દોષમાં તેં વિરહની વેદના જગાડી. પ્રેમ-લાગણીના ભાવોને ઉત્તેજિત કરી રાસ રમાડી તું વહ્યો ગયો. પણ આજ એ પૂનમની રાતો જમનાને આરે ડૂસકાં ભરી રહી છે.

તું તારી ગોવાળિયાની ટેવ મુજબ ગોકુળની માયા ગોકુળમાં છોડી પછેડી ખંખેરી, ખભે મારી ચાલતો થઈ ગયો. પણ એ ખંખેરેલી પછેડીમાંથી પ્રેમનાં રજકણો ખર્યાં તેમાંથી 'કૃષ્ણ કૃષ્ણ'ના ધ્વનિ સંભળાય છે.



# ભાતીગળ રંગ

એ જી અમને એવો ભાતીગળ રંગ લાગ્યો,
સંસારી જીવડા તારે મારે રામ રામ છે.

એવો રંગ ઝીલ્યો છે આ આતમને ઓઢણે,
હેઠો પડયો ના એક છાંટો;
રૂંવે રૂંવેથી એ ઊતરી ગયો ભાઈ,
ઘટડામાં બની ગયો ઘાટો – સં.

ઉપર લાગે ભલે તાપ ઉનાળાના,
ભીતર નથી રે ભૂંસાતો;
પાણી ઘનશ્યામે જ્યાં ધરતીને પાયાં,
ત્યાંતો – નીલવરણો થઈ જાતો – સં.

શ્યામ રંગ લાગ્યો બીજો લાગશે નહિ,
લાખ લાખ ભાત્યું ભર છાપો;
રંગ બદલે નહિ ભાઇ સીસમનાં લાકડાં,
ભલે કરવત લઈને કાપો – સં.

એક જ કણીમાં કૈંક ચડે જેવો
ખરલું માંહી ઘૂંટાતો,
'દાદ' અમલના રંગ જેવો એ
કસુંબલ આંખે કળાતો – સં.



અમને હવે એવો રંગ લાગ્યો છે કે સંસારની માયા સાથે કોઈ નિસ્બત રહી નથી.

આ આતમની ચૂંદડીએ ઈશ્વર પ્રત્યેના પ્રેમનો રંગ એવો ઝીલ્યો છે કે એકે ય છાંટો હેઠો પડવા દીધો નથી. હવે તો એ અમારે રૂંવે રૂંવેથી ઊતરીને ઘટડામાં ઘાટો બની ગયો છે.

એ રંગ ભરેલી ચૂંદડી પર કસોટીના તાપ પડે તો ઉપરથી કદાચ ઝાંખો લાગે પણ ભીતરમાંથી નથી ભૂંસાઈ જવાનો. આ રંગ ધરતીના નીલા રંગ જેવો છે. મેઘનાં–પ્રેમનાં પાણી પડે કે પાછો કોળી ઊઠે, અંદરથી બહાર આવે.

સીસમના લાકડાં જેવો આ તો શ્યામ રંગ છે. એના ઉપર બીજો રંગ નહિ લાગે.

એક જ કણીમાં કેફ ચડી જાય એવો આ તો અમલના રંગ જેવો આંખોને તો શું પણ આખા જીવનને ઘેઘૂર રાખે છે.



# આદ્યશક્તિ મહામાયારૂપ ખોડલ

## (ગીત ચારણી શૈલીનું)

ગુણ કથું હું ગાગડિયાની, મે'ર કરી જે મામડિયાની.
ત્રટ હીરજીને વાસ તિહારો, ઘરો ગાજે ત્યાં એકધારો
તરવર ફૂલમાં વાસ તિહારો, મહેકે વાયુનો મહેકારો
ઝરણામાં ઝણકાર કરે તું, નીરમાં ઘેરા નાદ કરે તું
વગડામાં વનરાઈ ઘટા તુ, લાલ ગુલાબી વેલ લતા તું
તરવરમાં કુંપળીઓ તું છો, ફોરમમાં ફાગણીઓ તું છો
કેસૂડાંની કળીઓ તું છો, પીળાં પટ આવળીઓ તું છો
વાયુરૂપે વિચરે વનમાં, થાનકમાં ઘરમાં થનથનમાં
ગાજે વરસા નાદ ગગનમાં, આહુત જ્વાલામાંય અગનમાં
જાપ જપે તો હોય જગનમાં, લગની હોય તો હોય લગનમાં
પેઠી તું સ્વર્ગે પાતાળે, ભૂવન ત્રણે તું નજરે ભાળે
સાદ કરે તું આવે સહાઈ, ધાબળિયાળી આવે ધાઈ
ક્રોધ ભરી તું નજરૂં કર તો—કાળે ય ડગલાં પાછાં ભરતો
આણ ફરે સૂરજ ના ઊગે, પંથે તારે કો નવ પૂગે
ખોડલ તારાં ત્રિશૂળ ખખડે, ગિરનારી મૂળમાંથી ગગડે
દિગપાળોના છેડા છૂટે, ટાણા વિણ મેહૂલિયો ત્રૂટે
વીજળિયુના થાય લવાકા, જગમાં હોય બધે ઝળકારા
ફોરંભ પીડાં થાય કડાકા, ભૂમંડળમાં થાય ભડાકા
શેષાં સર સળવળવા લાગે, લાવારસ ઊકળવા લાગે
સૂરજ ચાંદા તેજ સમેટે, હરિ બ્રહ્મા શિવ ઊતરે હેઠે
મહેરામણ મરજાદા મૂકે, હરિયલ ઠારોઠાર હી હૂકે
અવળી ચાલે હેય અટંકી, બિરદાળી હો જાવછ બંકી
રીસ ભરેલી ઊતરે રણમાં, ક્રોધ ભરી ઊઠે કણકણમાં
હૈયેથી જો હેત વછૂટે, તેને જગમાં કો નવ લૂટે

મેંર કરે તો કોઇ મરે નહિ, ભૂંડા ડગલાં ક્યાંય ભરે નહિ
વગર જોતું કોઇ વેર કરે નહિ, કજિયા કે કંકાસ કરે નહિ
જીભે ખોડલ ખોડલ જપતાં, રામનામના થઇ જાય રટતાં
અંતરથી જાણઇ તું આઇ, બેલી થાજે ઝટ તું બાઇ
ખરે વખત જો ખપ તું ના'વે, આઈ બીજા કુણ વારે આવે
બિરદ તિહારો કેમ બખાણું, જોગણ ઝાઝી વાત ન જાણું
કાલા વાલા કરતાં કરતા, પળિયે તારે પાયે પડતાં
કાળે બુદ્ધિ બે'ર કરી છે, ભીતરમાં કંઈ લાખ ભરી છે
હૈયાની હોઠે નવ આવે, સઘળી 'દાદ' કીં સમજાવે
આઠો જામ ભજી લે અંબા, જગબંધન છોડે જગદંબા
પ્રાત ઊઠી જો લાગે પાયે, જનમ જનમનાં પાપો જાયે
કર જોડીને દાણ કરતાં, ભજીને ખોડલ ડગલાં ભરતાં
ઊઠતાં બેસતાં નામ ઉચ્ચારે, દુઃખ દાળીદર સઘળાં ડારે
ખોડલમા કરશે ખમકારા, ચિતમાં હે.શે જો ચમકારા
બની નથી ગઈ મા તું બેરી, તારાં બાળકને લે ટેરી
અમી નજર તારી જો પડશે, થોડી ઘડી કાળે ય થરથરશે
ખોડલ મા તારે ખમકારે, શારદ પાછા લેખ સુધારે
એક ઘડી ના ઊભે અંબા, ઝટ આવે વારે જગદંબા
પંચાણ હોય કે હો પગપાળી, ઘોડીજે ઝટ ધામણિયાળી
ખપર ત્રિશૂળ ખખડાવી ખોડલ, અળગો કરી મકની ઓઝલ
કાંઇ હવે વિલંબ ના કરતી, ખમા ખમા મુખે ઉચ્ચરતી
જણ્યાં અપરાધો ભૂલી જાજે, અવગુણ જોતી ના તું આજે
થાનકમાંથી બેઠી થાજે, અમચું દુઃખ તું ભાંગે આજે



## સાંજ ઢળે સરિતાના તટમાં

સાંજ ઢળે સરિતાના તટમાં, ધીમા પવન ઝકોળે;
બેઠાં બેઠાં ઝાડ પરે કોઇ, પંખીડાં રસ ઘોળે.

જાતાં જાતાં એક નજર, મીઠી સૂરજની થાતી;
પાલવને સંકોરી સરિતા, ઘૂંઘટમાં શરમાતી.

ચાંચ ભૂલી ચકવાની ચકવી ડાળે કરિયું ચુંબન;
પાન ખર્યું જળમાં ને જળને ગાલે પડિયાં ખંજન.

વેલ્યુંના ચંદરવા ઓઢી બાંહે બાંહ પરોવે;
ક્યાં ગ્યાં રૂપતણાં પ્રતિબિંબો ઝાડ ઝકુંબી જોવે.

એક ઘૂંટ ભરી એ રંગના હોઠ જરા મલકાતા;
શ્યામ ગાલ સરિતાના ત્યાં તો રતુંમડા થઈ જાતા.

સૂતી માના અંગ પર બાળક ઊઠી ને ઘૂઘવતું;
એમ કિનારા પર સરિતાને ઝરણે ઝરણું દડતું.

દિવસનાં બીધેલ પશુડાં ભય વિણ પાણી પીતાં;
ટપકંતાં હોઠોથી મોતી મોં કરી ઊંચું જોતાં.

લળી લળીને તટનાં વૃક્ષો માથેથી ઓવારે;
સાસરીએ જાતી સરિતાની ફૂલડાં માંગ સવારે.

છાનું છપનું જો તું લજ્જા! ચન્દ્ર ઘડીક તું થોભે!
રૂપ ભરીને પી લ્યો મૂંગાં મૂંગાં ખોબે ખોબે.



નદીના તટ પર સાંજ ઢળી ગઇ, સૂરજ તેના પર એક મીઠી નજર નાખી આથમી ગયો. ત્યાં કિનારાનાં વૃક્ષોના પાલવને સંકોરી સરિતા ઘૂંઘટમાં શરમાઈ ગઈ.

કોઈ એક શાંત સ્થિર જળની ભરેલી પાટ પર ઝકુંબી રહેલા ઝાડ પર એક ચકવો ને ચકવી બેઠાં છે. વિરહઘેલી અધીરી ચકવી દોડીને ચકવાને ચુંબન કરવા ગઈ, પણ એ તો બિચારાં રૈનવિયોગી શાપિત જીવો; રાતે ભાળે નહિ. ચકવીની ચાંચ ચકવાની ચાંચને અડી નહીં. પણ ખરી જવા આવેલ એક પાંદડાની ડાંડલી સાથે ભટકાણી. અડી રહેલું પાંદડું જળમાં પડ્યું. જળમાં વર્તુળ દોરાયાં. જળથી આ દૃશ્ય જોઈ હસી જવાયું ને તેના ગાલે ખંજન પડયાં.

ફળ ફૂલથી લૂંબે ઝૂંબે રંગ બેરંગી વેલ્યુંના ચીર ઓઢી વૃક્ષો પોતાનાં પ્રતિબિંબ જોવા જળમાં ડોકાયાં, પણ સાંજ પડવાથી ઓછાયા અલોપ થઈ ગયા, બિચારાં વૃક્ષો ઝઝકી ગયાં, ઓઝપાઈ ગયાં. સરિતા એ રૂપને પી ગઈ. તે કસુંબી રંગનાં તને ઘેન ચડયાં અને સરિતાના ગાલ રતુંબડા થઇ ગયા.

અરધી રાતે ઊઠીને બાળક સૂતેલી માના અંગપર ઘૂઘવતું રમતું હોય એમ ઝરણાંઓ નદી ૧ વ્હેન ભેળાં ભળીને કિલકીલાટ કરી રહ્યાં.

આખો દિવસ શિકારીઓના ભયથી ફફડતાં હરણાં ઈત્યાદિ ભોળાં વનપશુઓ રાત્રે નિર્ભય થઈ પાણી પી રહ્યાં. પાણી પી લીધા પછી મુખ ઊંચાં કરે છે. હોઠો પરથી પાણી ટપકે છે. જાણે સાચાં મોતી ખરે છે. લાંબા હાથ કરી કરીને તટનાં વૃક્ષો નદીનાં ઓવારણા લ્યે છે. ફૂલડાં ખરી ખરીને સાસરીએ જતી સરિતાની માંગને સંવારે છે. આવી માદક રાતે સરિતાના તટ પર રસકેલી રમાઇ રહી છે. માટે હે લજ્જા! તું ઘડીક અવળું જોઈ જા. ચન્દ્ર! તું ઘડીક ઝાડની ઓથે છુપાઈ જજે, અને મૂંગા મૂંગા આ રૂપને માણી લ્યો.



## કુંભારણ ખૂંદે છે ગારા

નેરું લાગી છે ઘડનાગ
કુંભારણ ખૂંદે છે ગારા....
ખોળા વાળીને એણે છેટલારે ખોસ્યા
અરધા પાવ છે ઉઘાડ...
કુંભારણ ખૂંદે છે ગારા...
પગે અટવાણી કાંઇ પૂનમની રાતડી
કાંબી – કડલાંના ઝબકારા...
કુંભારણ ખૂંદે છે ગારા....
લીલાં ત્રાજવડાં જાણે બેઠા ભમરલા
કેળના થંભ ઉપર કાળા
કુંભારણ ખૂંદે છે ગારા...
ગોખે દીવલડા બળે ગુંથાય છે ગાલમાં
પરસેવાનાં પરવાળાં
કુંભારણ ખૂંદે છે ગારા...
ધારા અમૃતની વહે ઢળેલી પાંપણે
પી રહ્યા કાં પૂન્યવાળા
કુંભારણ ખૂંદે છે ગારા....
આંખ મિચોલી કરે તારલિયા આભમાં
દિયે છે 'દાદ' કોંક ડારા
કુંભારણ ખૂંદે છે ગારા...



નળિયેથી ચાળેલું મકાન છે. મકાનની સામે ફળિયામાં નાળિયેરીના પાનથી છવરાયેલ માંડવો, માંડવા નીચે એક ખૂણામાં થોડાંક ટામટાંનો ઢગલો પડ્યો છે. સામા ગોખમાં દીવો બળે છે. કુંભાર બેઠો બેઠો માટલાં ટીપે છે, અને ઢીચણ સુધી ખોળો વાળીને કુંભારણ ગારો ખૂંદી રહી છે.

ટેગના થાંભલા પરથી એક છોટો ઉતારી લીધો હોય તેવા ગોરા અરધા ઉઘાડા પગ પર ત્રોફેલાં ત્રાજવાં જાણે થંભ પર ભમરાઓની હાર હોય તેવાં લાગે છે.

પૂનમની ચાંદની રાત જાણે એ ઊજળા પગમાં અટવાઇ ગઇ છે. ગારામાં રગદોળાતાં કાંબી-કડલાં કયારેક કયારેક ઝબકારા કરતાં હસી રહ્યાં છે.

સામા ગોખમાં બળતા દીવાની શેડ મુખ પર ગૂંથાઇ ગઇ છે, કામ કરવાથી ગાલો પર પરસેવાનાં ટીપાં બાઝી ગયાં છે; અને એ ટીપાં દીવાનાં પ્રતિબિંબ ઝીલી નીચે પડે છે. જાણે સાચાં મોતી ખરતાં ન હોય !

કામમાં મગ્ન એ ઢળેલી પાંપણોમાંથી જાણે અમૃતની ધાર વહી રહી છે. ખૂણામાં બેઠેલ કુંભાર એ અમૃતરૂપને મનોમન પી રહ્યો છે, અને કોકથી બીના હોય એમ તારલિયાઓ આ દૃશ્ય જોઈ આભમાં એકબીજા તરફ આંખ મિચોલી કરી રહ્યા છે.



# મારગ અને પગલાં

અમે જુગથી પગલાંના ભાર ઝીલ્યા
નિભાવ્યા ખૂબ નેડા રે
અમે પેઢાંથી યે ન કપાણા
કંટાળ્યા હવે કેડા રે
ભલે પર્વતને માથે હંકારો
એ ભાર ખમી જાશું રે
પણ ભારે પગલાંના ભારથી
હા હા મરી જાશું રે
એ પગલાં કરવત જેવાં કૂડાં
સારડિયું જેમ સાલે રે
એ ઊતરી ગયાં છે ખૂબ ઊંડા
હૈયાની વચાળે રે
કાઢો કાઢો એ પગલાંના કાંટા
વિંધાણા અમે હૈયે રે
અમે ફૂલોથી યે સુંવાળા
વેદનાયું કેમ સહીએ રે
'દાદ' ઊડી ગયાં આભ માંહી
પગલાંની વાટ જોતા રે
કેડા સૂતા શ્રદ્ધાની સોડ તાણી
રગદોળાતા ને રોતા રે



રાત દિવસ પૈડાંઓના ધમધમાટથી બહેરા જેવા થઈ ગયેલા કેડા–મારગે એક દિવસ વેદના ઠાલવતાં કહ્યું :

મોટા પર્વતને અમારા પર હાંકો તો ય અમે એ ભાર સહી લેશું, પણ ભારે પગલાંના ભાર અમારાથી વેંઢારાતા નથી. એ પગલાં અમારા ફૂલ જેવા સુંવાળા કાળજામાં કાંટાની જેમ ખૂંચી જાય છે. કરવત અને સારડી જેવાં એ પગલાં રાત દિવસ સાલે છે અને અમારા હૈયા વચાળે ઊંડા ઊતરતાં જાય છે. ગડારા પાડી દીધા છે.

હોઠોથી ય સુંવાળા અને સત્યાની અહલ્યા કરનારાં મોંઘાંમૂલાં પાવનકારી પગલાંની વાટ જોઈને રગદોળાતા કેડા હજી સૂતા છે.



# જમાનો રૂપ બદલતો જાય

સૃષ્ટિનું સરજન અટકે નહિ
જમાનો રૂપ બદલતો જાય

માટલાં માટીનાં માટી બનીને
ચાકડે ચડતાં જાય-સૃષ્ટિનું.

અનરાધારે વરસ્યા ઘન પણ
વાંઝિયું વ્રેમંડ ન થાય

નીર વર્ષોનાં સાગરે થઇને
ચૌતરે ચરતાં જાય-સૃષ્ટિનું.

પાન ખરે ત્યાં કુંપળ ફૂટે
ફળમાં બીજ પોષાય

વડલો વધવા ટેકા દેતો
વડવાયું મૂકતો જાય-સૃષ્ટિનું.

ઊગવા સારૂ થઇ ઉતાવળો
સૂરજ આથમી જાય

રાતને હૈયે ધરપત રાખવા
બિંબ બદલતો જાય-સૃષ્ટિનું.

ભાંગ્યું ભાણું ભંગાર થઇને
કંસારા ઘર કૂટાય

'દાદ' પોતાનું મળે પોતાને
અણસાર ન ઓળખાય-સૃષ્ટિનું.



કાળ જેટલું જો છે એટલું પૃથ્વી ઉત્પન્ન કરે છે. જગત-નિયંતાનો એ નિયમ છે. જેમ માટીનાં ઠામ ફૂટીને માટી બની જાય, પછી એ જ માટી ચાકડે ચઢીને ઠામ બને.

વર્ષા અનરાધારે ભલે વરસી જાય પણ ક્યાંક વાંઝિયું (પાણી વિનાનું) થતું નથી. એ બધાં નીર નદી–નાળાં વાટે થઈ સાગરે સમાઈને પાછાં ઉનાળાના તાપે વરાળ બનીને વાદળાં બંધાય છે.

વૃક્ષનું પાન પીળું પડી હજી ખર્યું ન હોય ત્યાં કૂંપળ ફૂટે છે. વડ જેમ જૂનો થાય તેમ તેની વડવાયું જમીનમાં ચોંટી જવા નવાં વડ બની જાય છે. સૂર્યને ઊગવું છે, એટલે ઉતાવળો થઈ આથમી જાય છે, અને પોતાનું અસ્તિત્વ ચન્દ્રની અંદર બતાવે છે.

વાસણ તૂટી જાય તો તેને ભંગારમાં દઈ દે. કંસારો ભંગારને ગાળી નવાં વાસણ બનાવે. આપણે જ દીધેલું ઠામ આપણને પાછું મળે પણ એનો અણસાર બદલી ગયો હોય.



# જગજનનીનો પરચો

ભારે પરચો મેં ભાળ્યો
માતાજી તારો ભારે પરચો મેં ભાળ્યો.

અઢળક ભરિયાં આભલાંનો માડી
કંચવો કામણગારો;
ઝીણી ઝીણી એમાં જ્યોતું ઝબૂકે
એવો–ભેળિયો આજ તારો ભાળ્યો–માતાજી.

અંધારી રાતની આંખલડીમાં માડી
ભર્યો કાજળ રંગ કાળો;
ચાંદલિયાનો ચાંદલો ચોડી તેં
આખા ય જગને ઉજાળ્યો–માતાજી.

ઋતુ વસંતનાં કેસર ઘોળી માડી
તીરપૂંડ ભાલમાં તાણ્યાં;
સંધ્યા શ્રાવણનીએ સિંદૂર છાંટી તારો-
સેંથો પૂર્યો રઢિયાળો–માતાજી.

હૈયે હરખાતી જેદી આભમાં હાલી
તેદી – ધડૂકયો ઢોલ એકધારો;
ઠમ ઠમ મેઘનાં પાણીડાં ઠમકે
એવો – ઘૂઘરીનો ઘમકારો–માતાજી.

નવરાત્યુંની રમવા નીસરી
સાથે નવલખ સથવારો;
સ્વાંતિના મોતીનો થાળ ભરીને
આસો વધાવવા આવ્યો–માતાજી.

ફેરફૂદરડી ફર્યા કરે માડી
કાયમ ઋતુ રાસ તારો;
'દાદ' કહે છે એવાં દરશન માથે
ઓળઘોળ જીવડો મારો–માતાજી.



હે જગત જનની મા ! તારો પરચો અમને મળી ગયો છે. અઢળક તારા ભરેલ આભનું ઓઢણું ઓઢી, અંધારી રાતનાં કાજળ આંજી, ચાંદલિયાનો ચાંદલો ચોડી, વસંત ઋતુના કેસરનાં તીલક કરી, શ્રાવણની સંધ્યાના રંગ સેંથામાં પૂરી તું રમવા નીસરે છે ત્યારે વર્ષા તારાં આગમનનાં વાજાં વગાડે છે. મેઘનાં પાણી ઠમકે એવા ઘૂઘરીના ઘમકારે તું નવરાત્રિ રમવા નીકળે છે ત્યારે સ્વાતિના મોતીનો થાળ ભરીને તને આસો (આશ્વિન) વધાવવા ઊભો હોય છે.

જેમ છએ ઋતુ એક પછી એક આવે અને જાય છે, એમ તારો રાસ આ સૃષ્ટિ ઉપર વણથંભ્યો ફરતો જ રહે છે. હે મા ! તારાં આવાં દર્શન માથેથી હું ઓળઘોળ થાઉં છું.



# જગજનનીનો પરચો

ભારે પરચો મેં ભાળ્યો
માતાજી તારો ભારે પરચો મેં ભાળ્યો.

અકળક ભરિયાં આભલાંનો માડી
કંચવો કામણગારો;
ઝીણી ઝીણી એમાં જયોતું ઝબૂકે
એવો–ભેળિયો આજ તારો ભાળ્યો–માતાજી.

અંધારી રાતની આંખલડીમાં માડી
ભર્યો કાજળ રંગ કાળો;
ચાંદલિયાનો ચાંદલો ચોડી તેં
આખા ય જગને ઉજાળ્યો–માતાજી.

ઋતુ વસંતનાં કેસર ઘોળી માડી
તીરપૂંડ ભાલમાં તાણ્યાં;
સંધ્યા શ્રાવણનીએ સિંદૂર છાંટી તારો-
સેંથો પૂર્યો રઢિયાળો–માતાજી.

હૈયે હરખાતી જેદી આભમાં હાલી
તેદી – ધડૂક્યો ઢોલ એકધારો;
ઠમ ઠમ મેઘનાં પાણીડાં ઠમકે
એવો – ઘૂઘરીનો ઘમકારો–માતાજી.

નવરાત્યુંની રમવા નીસરી
સાથે નવલખ સથવારો;
સ્વાંતિના મોતીનો થાળ ભરીને
આસો વધાવવા આવ્યો–માતાજી.

ફેરફૂદરડી ફર્યા કરે માડી
કાયમ ઋતુ રાસ તારો;
'દાદ' કહે છે એવાં દરશન માથે
ઓળઘોળ જીવડો મારો-માતાજી.



હે જગત જનની મા ! તારો પરચો અમને મળી ગયો છે. અઢળક 'તારા ભરેલ આભનું' ઓઢણું ઓઢી, અંધારી રાતનાં કાજળ આંજી, ચાંદલિયાનો ચાંદલો ચોડી, વસંત ઋતુના કેસરનાં તીલક કરી, શ્રાવણની સંધ્યાના રંગ સેંથામાં પૂરી તું રમવા નીસરે છે ત્યારે વર્ષા તારાં આગમનનાં વાજાં વગાડે છે. મેઘનાં પાણી ઠમકે એવા ઘૂઘરીના ધમકારે તું નવરાત્રિ રમવા નીકળે છે ત્યારે સ્વાતિના મોતીનો થાળ ભરીને તને આસો (આશ્વિન) વધાવવા ઊભો હોય છે.

જેમ છએ ઋતુ એક પછી એક આવે અને જાય છે, એમ તારો રાસ આ સૃષ્ટિ ઉપર વણથંભ્યો ફરતો જ રહે છે. હે મા ! તારાં આવાં દર્શન માથેથી હું ઓળઘોળ થાઉં છું.



## સરિતાનાં નીર સુકાણું

(શોકઢાળનું ગીત)

સરિતાનાં નીર સુકાણું રે, છોરુડાંનાં મન મૂંઝાણું રે
આવ્યાં હવે દુઃખનાં ટાણું—
સરિતાનાં.

ફૂલો થઇ ફોરમું દેતાં રે કળી થઇ વાતડી કે'તાં રે
લ્હાવો જીવનનો લેતાં રે ગાતાં અમે માતનાં ગાણું
સરિતાનાં.

કમળ થઇ ખોળલે ખેલ્યાં રે તારી હથેળીએ રેલ્યાં
માએ તરછોડી મેલ્યાં રે સુકોમળ અંગ સુકાણું—
સરિતાનાં.

પાપા પગલિયું ભરીને કાંઠે આવ્યા માંડ કરીને
રહ્યાં પાસે ઘર કરીને રે ત્યાં તો તારાં હેત હણાણું—
સરિતાનાં.

પાયાં તેં તો પ્રેમનાં પાણી રે બોલ્યા અમે તોતડી વાણી
ઝરણાની તો જીભ ઝલાણી રે ખૂટ્યાં તારાં નેહનાં ખાણું—
સરિતાનાં.

બેઠાં અમે એક ઠેકાણે ખળખળતાં બપોરના ટાણે
ઉઘાડાં 'દાદ' અટાણે રે પડયા અમે થઇને પાણી
સરિતાનાં.

૧૭૧૨૮

